# ફૂલદોલ



— ઉપલ-સંગ —

"પ્રેમ અને ત્યાગ"

કર્તા અને પ્રકાશક :

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી
આણંદરોડ : : જામનગર

રૂપિયા-૨૬/—

# પ્ર સ્તા વ ના

ઇ. સ. ૧૯૨૯માં આ આ લખનારનું "ચન્દ્રદૂત" બહાર પડ્યું. ગૂજરાતના સત્ત્વગુણી વિવેચક અને કાવ્ય વાર્તા વગેરે સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં વિચરનાર શ્રી. રામનારાયણ વિ. પાઠકે પોતાના મંગલ કરે એને માટે કાવ્યસાહિત્યનાં દ્વાર ખોલ્યાં. ગૂજરાતના કાવ્યમર્મજ્ઞોએ એને અપનાવ્યું. વિદ્યારણ્યના "વનમાલી" મુ. કેશવલાલભાઈ જેવા દ્રષ્ટાઓએ એના પર પોતાના આશીર્વાદ ઉતાર્યા. "ચન્દ્રદૂત"ના કર્તાએ સ્વપ્ને ય ન ધારેલાં સ્વાગત તેને સાંપડ્યાં.

અને ત્યાર પછી તરત જ બહાર પડ્યું "અભિમન્યુ". ગૂજરાતે સમતાથી તેના અભ્યાસના અપરિપાકને નિભાવી લીધો, તેના શૈથિલ્યને જતું કર્યું, અને તેના ગુણભાર તરફ જ દષ્ટિ કરી. આપણા ચિન્તનશીલ સાક્ષરવર્ય મુ. બ. ક. ઠાકોરે "આપણી કવિતા સમૃદ્ધિ"માં તેને સ્થાન આપ્યું; અને હવે યુનિવર્સિટીના G. A. ના વર્ગમાં ઇતર વાચન તરીકે એ નિયત થયું.

ઇ. સ. ૧૯૩૦માં આ લખનારનું જીવનવ્હેણ બદલાયું. વર્ષોથી વેગળાં પડેલાં સરસ્વતીનાં શરણ તેને સાંપડ્યાં. લેખક શિક્ષક મટીને વિદ્યાર્થી બન્યો. અને અંગ્રેજી સાહિત્યના સીકરો ઝીલવાનું સદ્‌ભાગ્ય તેને મળ્યું. ચિત્રના કે વર્ણનના પ્રદેશમાં વહેતી તેની ઊર્મિઓ વિચારના, મન્થનના અને ચિન્તનના પ્રદેશ ભણી ઢળી. તેના વિષયમાં, વિચારમાં, વર્ણનમાં અને નિરૂપણમાં પરિવર્તન થયું. ઇ. સ. ૧૯૩૦ પછી મ્હોરેલી મંજરીઓમાં એ પરિવર્તન છૂપું નથી રહેતું.

અને હજી યે લેખક પ્રયોગદશામાં જ છે. તેના જીવનનાં કે વિચારનાં વ્હેણુ હજી સ્થિર નથી થયાં. સમવિષમપ્રદેશમાં વહેતી તેની ઊર્મિઓ હજી આછરી નથી. જીવનમાં બપોર તપવા શરુ થઈ ગયા છે: પણ કવનમાં તો હજી ઉષા યે પૂરી નથી ઊઘડી. તેનો મન્થનકાળ હજી પૂરો નથી થયો. વસન્તનો વેણુનાદ સંભળાય છે ખરો; પણ શિશિરના સૂસવાટમાં હજી યે એ કદી કદી વિલીન થઈ જાય છે.

આ શિશિરવસન્તના સન્ધિકાળે મ્હોરેલી તેની કૂંપળો ને ખીલ્યાં અધખીલ્યાં કુસુમો તે વીણે છે, ને ગૂંથે છે. ભર્યે હૈયે ને આતુર આંખે ગૂજરાતની રસદૃષ્ટિ પાસે એ "ફૂલદોલ" તે ધરે છે. તેનામાં પરિચિતની સ્વસ્થતા છે: પણ સાથે સાથે અપરિચિતનું ઔત્સુકય પણ ઓછું નથી. बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥

પણ ગૂજરાત આ "ફૂલદોલ"ને સ્વીકારશે કે નહિ એ પ્રશ્ન જ એને ઉદ્‌ભવતો નથી. લેખકે તો પોતાને ઉત્તમ લાગ્યાં તે કુસુમકિસલયોને ચૂંટ્યાં; સંવાદી લાગે તે દૃષ્ટિએ તેમને ગોઠવ્યાં; આંખોને ઠારે તે રીતે તેને ગૂજરાતની સહૃદયતા પાસે ધર્યા,–એ સહુનાં સંગ્રથનમાંથી સૌરભવિશેષ પ્રગટશે તો ગૂજરાત એને સત્કારશે એવી શ્રદ્ધાથી.

"ફૂલદોલ"ના આ સંગ્રંથનની બધી યે જવાબદારી લખનાર પોતાને શિરે લઈ લેતો હોવા છતાં ય કેટલોક ઋણસ્વીકાર કર્યા વિના તેને ચાલે તેમ નથી. "ફૂલદોલ"માંની કૂંપળોને અનેક સ્થલેથી પ્રોત્સાહનનાં પોષણ મળ્યાં છે. "પ્રસ્થાન" અને "ઊર્મિ", "કુમાર" અને "કૌમુદી"ના સ્નેહભીના તંત્રીમંડળે આ કૂંપળો તરફ અનન્ય મમત્વ દાખવ્યું છે "ફૂલદોલ"નું લગભગ પ્રત્યેક કિસલય પ્રથમ તેમને ત્યાંથી જ

પમર્યું છે. અને આ સંગ્રથનમાં પણ તે સર્વએ વત્તાઓછા પ્રમાણમાં સાહાય્ય આપી છેઃ

તેમાં ય "પ્રસ્થાન"કાર રામનારાયણભાઈ! લખનારના એ આદ્ય માર્ગદર્શકનો સદ્‌ભાવ હજી યે તેના ભણી અખંડ વહી રહ્યો છે. આ સંગ્રથનમાં અનેકવિધ સૂચનાઓ આપવા ઉપરાંત પ્રૂફો પણ તેમણે જ સુધારી આપ્યાં છે. એમના એ મમત્વનાં ને સદ્‌ભાવનાં ઋણ ફેડ્યાં ફીટે તેમ નથી જ.

તેમની અને શ્રી. કે. હ. ધ્રુવ, શ્રી. બ. ક. ઠાકોર અને શ્રી. હિ. ગ. અંજારિયાની પ્રોત્સાહનધારાઓની સાથે, તાજેતરમાં બીજી બે ધારાઓ પણ ભળી છે. અને તે ડૉ. રમણભાઈ યાજ્ઞિકની ને અ. રવિશંકર જોશીની. બન્નેએ લખનારને સ્નેહથી ન્હવરાવ્યો છે. તેની કૃતિઓને બન્નેએ અપૂર્વ આત્મીય ભાવથી નિહાળી છે. બન્નેનાં વાત્સલ્ય "ફૂલદોલ" ભણી અવિરત વહી રહ્યાં છે. લખનાર એ સર્વેનો ઋણી છે; ને એ ઋણમાં ધન્યતા અનુભવી રહ્યો છે.

અને સામળદાસ કૉલેજના ભાવભીના યુવકમંડળને કેમ ભુલાય? લખનારને એણે પોતાનો જ કરી લીધો છે. "ચન્દ્ર-દૂત"ની પહેલી આવૃત્તિ તેણે જ ખુટાડી છે. "ફૂલદોલ"ના પ્રકાશનને પણ તેણે જ કેટલેક અંશે સરળ બનાવ્યું છે. લખ-નાર તરફ એણે નિઃસીમ પક્ષપાત રાખ્યો છે. એ પ્રેમ અને એ પક્ષપાત લખનારના હૃદયમાં ચિરંજીવ રહેવાનાં.

ભાવનગર.<br>૭–૯–૧૯૩૩.

મ. મ. ઝવેરી

I thought, — All labour, yet no less
Bear up beneath their unsuccess.
Look at the end of work, contrast
The petty done, the undone vast,
This present of theirs with the hopeful past !
I hoped she would love me; here we ride.

*Browning*

We look before and after,
And pine for what is not,
Our sincerest laughter,
With some pain is fraught,
Our sweetest songs are those
that tell of saddest thought.

*Shelley*

## કર્તાની

## અન્ય કૃતિઓ

o

રામ સંહિતા
૪થો વિભાગ

o

સ્મૃતિ ભ્રંશ

o

ચન્દ્ર દૂત

o

અભિમન્યુ

o

# શુદ્ધિપત્ર

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૦૬ | શાર્ય | શૌર્ય |
| ૨૩ | ૧ | માન | મૌન |
| ૨૬ | ૬૫ | શશિકરણ | શશિકિરણ |
| ૫૭ | ૧ | મિત્રો | ચિત્રો |
| ૭૯ | ૬ | પૃષ્ટ | પુષ્ટ |
| ૮૪ | ૮ | ભાળી | ભાવી |
| ૮૯ | ૪ | ખીલલાં | ખીલેલાં |
| ૮૯ | ૮ | અધિર | બધિર |
| ૯૫ | ૧૫ | ધ્રુવતારક | ધ્રુવતારકે |
| ૧૦૮ | ૧૮ | વિશ્વાસ | નિઃશ્વાસ |

# યુદ્ધારંભ

'તું તો માનસનો મરાલ, ક્યમ આ સીઝી રહ્યો પલ્વલે ?
તું તો એકલવીર, માનવમૃગે સોહંત કો કેસરી;
પ્રજ્ઞાવાદ ન પાર્થ ! હોય તુજને, સમ્મોહ યે ન્હોય આ,
તારે કર્મ જ ધર્મ છે, ફલ વિશે હોયે ઉદાસીનતા.

'તારો ક્ષત્રિયધર્મ પાર્થ ! સ્મર જો પેલો ઉભો નોતરે,
ઊભો થા ધનુ લૈ, ધનુર્ધર ! કરી ટંકાર તીખો, અને
ગાળીને રિપુગાત્ર ત્રાડ દઈને, રંગે રમીને રણે,
જીતી ભોગવ કાં મહી, ખપી જઈ કાં માણ એ સ્વર્ગને.'

યુદ્ધમાં સ્વજનો દેખી નિરુત્સાહ થયેલ એ
પાર્થને પડકાર્યો આ વેણુથી કંસમર્દને.

'ઊભો થા ક્યમ આમ હામ તજીને બેસી રહે શોચતો ?
ના, ના, માતુલ આ નથી, તુજ નથી આ સર્વ સંબંધિઓ,
ઊડે આતમ એકલો તનુ ધરી બ્રહ્માંડમાં જૂજવાં,
લીલા આ સહુ તે સનાતન તણી, સાદ્યન્ત આ વિશ્વમાં.

'ખંખેરી સહુ સ્વપ્ન નાખ તુજ આ શાર્દૂલ ! સૂનાં અને
પ્રૌઢેરી ડણકે, ગભીર ઘન શી, ડારી પ્રતિસ્પર્ધીને,
કૂદી ફાળ ભરી કરાલ, વરસી આવર્તની વૃષ્ટિ શાં
તાતાં તીર, દળન્ત દસ્યુદળને મ્હાલી મદે તું રહે.

‘ તારે અંગ શમી ગયા અનલ શું લાક્ષાગૃહે લાગિયા ?
ખાધેલાં વિષભોજને ઝરી ગયાં શું ઝેર કૌન્તેય ! તે ?
કૃષ્ણાકેશકલાપકર્ષણુ અને દાસત્વની ટીલડી,
વેઠેલા વનવાસ, આજ ઉરથી, સ્વપ્નાં સમા શું સર્યાં ? ૨૨

‘ પેલો જો ભડ ભીમ પૂર્ણ કરવા ઝંખે પ્રતિજ્ઞા વડી,
ચરી જો સહદેવ ને નકુલની યુદ્ધેપ્સુ ત્યાં બેલડી,
ને પેલો અભિમન્યુ ત્યાં ચનગને કોડે ભર્યો ઝૂઝવા,
ને જો આ રમવા બધા તલપતા વીરો મહોત્સાહથી. ૨૬

‘ અંગેઅંગ અનીકને નવલ શો ઉત્સાહ વ્યાપી રહ્યો !
આસ્યે શો ઉપહાસ આજ તુજ આ વ્યામોહ શું દીસતો !
ભેરી યુદ્ધતણી બજે, ભડ થતા ભીરુ ય ત્યારે અને
ગાંડીવી નરસિંહ ધર્મ વિસરી શોચન્ત બેસી રહે ? ૩૦

‘ વૃદ્ધાત્મા ઇતિહાસને નયન ના અદ્યાપિ જોવી ચડી,
તેવી યુદ્ધતણી ધનંજય ! ઉગી આજે મહાપર્વણી,
ઊભો થા, સજ શસ્ત્ર, કૂદ સમરે, હુંકાર ઘેરો કરી,
આંજી દે જગને દઈ તુજ કથા સંમોહિની વીર્યની.’ ૩૪

*

‘ આ ઊઠ્યો કૃષ્ણ ! આ મારો સર્યો મોહ બધો અવ,
આ સજું અસ્ત્ર ને શસ્ત્રો, **करिष्ये वचनं तव** ॥’ ૩૬

ફૂંક્યો ત્યાં દેવદત્ત પ્રખર બળવડે, નષ્ટવ્યામોહ પાર્થે,
ભીમે યે ભીમનાદે, ગરવગરજતો પૌંડ્ર ફૂંક્યો પ્રતાપી,

ભેરી શંખસ્વનોથી ધરણી ધમધમે, આભના ગાભ છૂટે,
સારી યે શૂર કેરી રમણભૂમિ પરે હર્ષનાં પૂર વાધે.

ન્હાળીને આ અનોખા સમરરમણના કાલને દીર્ઘવાંછ્યા,
નાચે જેની નસોમાં ધમધમ ધસતાં આજ કો શૌર્ય તીખાં,
ઓદ્યે પૃથ્વી મદેથી, થનગન થનકે, ચામરો શીર્ષ જેને,
તાણેલી રાશવાળા, હય હણહણતા શૂર શંખસ્વને એ.

ગન્ધે લોભાઈ આવ્યા ભ્રમરગણતણી ગુંજતી માળવાળાં,
તીખા ગન્ધે ભરેલા મદથી નિગળતાં, શીશ મોટાં ધુણાવી,
પીતા જે વાયુચોરી કુસુમસુરભિને, સૂંઢ ઊંચી કરીને,
ડોલે હાથી મદે એ, કરદરસ તણો કાળ આવ્યો લહીને.

ગર્વેથી ઘૂમી ઘૂમી, સરર સરર કૈં શક્તિને વીંઝી વીંઝી,
ઝીંકી ઝીંકી બળેથી, રિપુસુભટશિરોને રણે રોળી રોળી,
ઘૂમી ઘેલા બનીને, હયગજશબથી ભૂમિને ઢાંકવાના,
જાગ્યે એ કોડ હૈયે, સુભટ હરખથી ઊછળે, શસ્ત્ર ખેંચી.

ત્યાં જેનાં ઉગ્ર આસ્યે, પ્રતિપલ તરતી શોક ને રોષ રેખા,
ને જેનાં રોમરોમે પ્રલયરવિતણાં તેજ તીખાં તગન્તાં,
તે શૂરા ભીમકેરાં સ્થિર નયનમહીં શોચ ગંભીર દીસે,
ન્હાળી શૂન્યે ઘડી એ, અરિદલ નિરખી, કૈં ઘડીમાં વિમાસે.

શૂરા ને રણકોડીલા, પાંડવોના મહારથી,
ભીમના ચિત્તમાં આજે શી વિમાસણ ચાલતી ?

ભાળી મ્હણે કૌરવસૈન્ય સામું,
ન્હાળી રણે કર્ણસુયોધનાદિ,
પૂર્વ પ્રસંગો અવમાન કેરા,
આજે ઉરે ભીમતણા તરે છે. ૬૨

*

'આ એક-એક જ હવે બસ દાવ નાખું,
હારેલ જીતું મુજ રાજ હું આજ પાછું,
ન્હૈ તો પછી તમ કુલે અમ પાંચ સાથે,
રૂહેશે થઈ દ્રુપદની દુહિતા ય દાસી.' ૬૬

પણ આ પણ પાસા હા! અવળા આજ થાય છે;
યુધિષ્ઠિર તણાં આસ્યે કાલિમા પથરાય છે. ૬૮

'દાસોને નવ છાજતાં વસન આ, દો વલ્કલો એમને,
આણો સત્વર મોહિની ભુવનની એ દ્રૌપદીને અરે!'
એ દુર્યોધનની મદે છલકતી આજ્ઞા અને વૃદ્ધનાં
શોકમ્લાન મુખો તરી નયનની પાસે રહે ભીમનાં. ૭૨

એ ચિત્ર દૃષ્ટિ પાસેથી સરી તત્ક્ષણ જાય છે,
ભીમનાં વદને ઘેરી ગ્લાનિરેખા છવાય છે. ૭૪

ત્યાં ચિત્ર એક વળી અન્ય તરી રહે છે,
ને ગ્લાનિ ભીમવદનેથી સરી પડે છે;
દેખાય કમ્પ વપુમાં, અતિ ઉગ્ર ક્રોધે
નેત્રો વિલોલ બનતાં, નજરે પડે છે. ૭૮

દુષ્ટ દુઃશાસને ખેંચી, આરટન્તી તપસ્વિની,
કારુણ્યાસ્પદ પાંચાલી ભીમચિત્તે થતી ખડી.

ખેંચીને કેશ તેના, ખડખડ હસતો મત્ત દુઃશાસને ત્યાં,
ગર્વે ચોમેર જોતો, વિજયમદફુલ્યો નેત્ર પાસે તરે છે,
ખેંચાતાં ચીર ઝાલી, કરુણ રવથી ધા નાખતી દ્રૌપદીનાં
શોકાક્રન્દો સુણીને નિરલજ હસતા કૌરવો અટ્ટહાસે.

લજ્જાની કાલિમા ઘેરી પાંડવોને મુખે ઢળે,
ભીમનાં સ્મરણે આજે વિગતો સહુ એ તરે.

ત્યાં શોક લજ્જા ભય રોષથી ભરી
પાંચાલીને સાથળ વામ દાખવી,
સભાસદોશું મલકી મદે ભર્યો
નિમન્ત્રતો નેત્રવડે સુયોધન.

નોધારાં, ડપકા દેતાં, દ્રૌપદીનેત્ર ન્હાળતાં,
સુયોધન ભણી વાણી બોલ્યો તે આજ સાંભરે.

'નોધારી ન્હોય કૃષ્ણા, જડમતિ ! તુજ એ સાથળે બેસવાની,
પ્રૌઢી મારી ગદા આ, કડડડ કરતી, ઝંખતી તારું લોહી,
મૂર્ખા દુઃશાસને તું અવ ઉર ધરજે, પ્રૌઢ ઝીંકી ગદા આ,
લોહી તારાં ઉરેથી ધખધખ ધસતાં, ગટ્ગટાવીશ તાજાં.'

પડઘા કાનમાં ગાજ્યે આજે એ ભીમનાદના,
ભીમનાં વદને ક્રોધજ્યોતિ માર્તંડશો ઝગે.

ત્યાં હેલે ચડેલા, કુરુદલનિધિને પેખતાં રક્તનેત્રે,
ાલાવી દિગ્ગજોને, પ્રબલ સ્વન વડે પૌડ્રના, ઊઠી વેગે,
ાખન્તા કેસરી શો, રિપુદળ હણુવા ભીમ શો ભીમ આજે,
ાદ્બોધે સૈનિકોને, ગરવ ડણુકતા ધીર ગંભીર નાદે. ૧૦૨

ભાળેલા ભૂતકાળે કદિ નહિ નયને, જંગ એ ખેલવાની
ામે રોમે રમેલી સુભટ સરવની ઝંખના તોષવાને,
સામો ઊભો અનોખો અવસર રણુનો ક્ષત્રિયો ! તે વધાવી,
દીપાવો જાતિ કેરી પ્રથિત યશકથા, ઉજ્જવળાં શૌર્ય કેરી. ૧૦૬

'આંહીનાં મૃત્યુ આપે અવિચલ પદ જે દોહ્યલાં યોગીને યે,
આંહીનાં મૃત્યુ કાપે જનનમરણુનાં વજ્રશાં બન્ધનોને;
આંહીનાં મૃત્યુ કેરી વિમળ યશકથા લોકલોકે ગવાય,
મીઠાં એ મૃત્યુ કેરી કવણુ સુભટને હોંશ હૈયે ન થાય ? ૧૧૦

'હૈયાનાં શૂળ જેવાં વિષમ ઉતરશે વેરનાં ઝેર આંહી,
સાચાં પાણી મપાશે ગરવઉછળતાં શૌર્યનાં આજ આંહી,
હૈયામાં પ્હોર આઠે થનન થનકતી ઝંખના તૃપ્ત થાશે,
આંહીનાં યુદ્ધ ભાળી, અસુરઅમરનાં વૃન્દ દિઙ્મૂઢ થાશે. ૧૧૪

'ઊઠો સ્વાતંત્ર્યઘેલા ! સરરર કરતાં શસ્ત્ર ખેંચો તમારાં,
પ્રોઢેરા સિંહનાદે, થર થર રિપુનાં ગાત્રને આજ ગાળો;
ઘૂમો, ઘૂમો, ઝઝૂમો, અભય ઉર ધરી, સંહરી શત્રુઓને
કૂદી કૂદી મહેથી, રણુરસિક ! રમો રંગથી આજ જંગે.' ૧૧૮

# યુદ્ધારંભ

—અને પાંડવનાં સૈન્યે દુંદુભિનાદ થાય છે,
ખેંચાતાં ખડ્ગની તેમાં ખડ્ખડાટી સુણાય છે. ૧૨૦

થનકતા સુભટો ઉછરંગથી,
ડણકતા ભડ સિંહનિનાદથી,
ચમકતાં કરમાં વર શસ્ત્ર શાં ?
ધડકતા ભયથી અહ ! ભીરુ શા ? ૧૨૪

પૃથ્વી ખણી, હણહણી, રણના રસીલા
શા ઘૂમવા તલપતા હય આ અધીરા,
શા પ્રૌઢ આ મદભર્યા ઘનયૂથ જેવા,
ડોલી ગજો, ગરજનો કરતા ગભીરાં ! ૧૨૮

અને કૌરવસેના યે ઉમંગે તરબોળ છે,
ખેલવા તલપે તે યે મૃત્યુ કેરો મહોત્સવ. ૧૩૦

જાણે વાયુઉછાળ્યા જલધિ ઘુઘવતા ભેટવા સામસામા,
જાણે ઘેરાં ઝઝૂમે ઘન ગગન ચડી વિશ્વ ઝંબોળવાને,
જાણે ઝંઝાનિલોનાં પ્રબળ મચવવા કેર, દ્વંદ્વો ધસંતાં,
એવાં એ સામસામાં સમરરસભર્યાં સૈન્ય ઉદ્યુક્ત ભાસે. ૧૩૪

—પણ પાંડવનાં સૈન્યે અચિન્ત્યું આ શું થાય છે ?
જોમ ઉત્સાહનું કેમ સહસા આમ ઓસરે ? ૧૩૬

થંભી ગયા કેમ જ મંત્રમુગ્ધશા,
વીરો બધા સ્વપ્ન સુરમ્ય સેવતા ?

આવેગ શા જાદુ વડે શમી ગયો ?
ઉત્સાહ શો આમ બધો સરી પડ્યો ? ૧૪૦

શૂરી સેના ચિત્ર શી કેમ ભાસે ?
ધસમસ ધસતાં શે પૂર તેનાં વિરામે ?
શસ્ત્રો કેરાં તગતગી રહ્યાં તેજ શે આવરાયાં ?
ડારન્તા સિંહનાદો ગરવઉછળતા શે બધા યે છુપાયા ? ૧૪૪

શૂર પાંડવસેનાને કેમ નૈરાશ્ય છાવરે ?
આશંકા ઉરમાં વ્યાપે કેમ આ અણીની પળે ? ૧૪૬

પાર્થોના પ્રાણ શા રાજા ધર્મમૂર્તિ યુધિષ્ઠિર,
શસ્ત્રાસ્ત્રો તજતા દીસે, મોહને પ્રહ્યવિત્ સમા. ૧૪૮

શસ્ત્રો સજેલાં સહસા તજે છે,
વીરત્વના વેશ બધા ઉતારે,
ગાંભીર્યનાં નિશ્ચલ ગૌરવે એ,
રાજા રથેથી ઉતરી પડે છે. ૧૫૨

સાશંક શોચે કંઇ સવ્યસાચિ,
વૃકોદરે ગૂઢ રહે વિમાસી;
મૂંઝાય માદ્રીતનયો, અનીકે
અનેકધા તર્ક વિતર્ક વાધે. ૧૫૬

ત્યાં સંશયે સૈનિક પાંડુસૈન્યે,
વિલોકતા ધર્મનું કર્મ દીસે,

ને કૌતુકે કૌરવસૈન્ય હાસે,
ઉવેખતું પાંડવની પ્રભાને. ૧૬૦

'શે વેડફો આ પળ પુણ્ય મોંઘી,
શે ધર્મ ! ધારો ઉર હીન વૃત્તિ ?
વ્યામોહ આ શે વસમો ધરો છો ?
કાર્પણ્યનાં કેમ કલંક લો છો ?' ૧૬૪

ઉચ્ચારતું એમ સહસ્ર જીભે,
નિવારતું પાંડવ સૈન્ય દીસે,
તથાપિ ઊભે નૃપ મૌન ધારી,
ને મન્દ હાસે હસતા મુરારિ. ૧૬૮

અનુજો અનુવર્તે ત્યાં અનુરાગરત આર્યના,
ધર્મ પૂંઠ પળે જાણે બળ, વિક્રમ, તેજ હા ! ૧૭૦

નિઃશબ્દ નિઃશસ્ત્ર નરેન્દ્ર ન્હાળી,
ગજેન્દ્રનાં ગૌરવ અંગ ભાળી,
દુર્ભેદ્ય તૂટે નરદુર્ગ સામે,
અને મહીપાલ મહીં પ્રવેશે. ૧૭૪

અને કૌરવકુંજોના વૃદ્ધ કો વનરાજ શા
ભીષ્મ પાસે જઈ પાંચે કરે દક્ષો પ્રદક્ષિણા. ૧૭૬

ને પૂજ્યને પ્રીત કરી પ્રણામથી,
ધર્મજ્ઞ ત્યાં ધર્મ વદે વિવેકથી,



32604

'આજ્ઞા ચહું છું રણકાજ આપની,
નિમન્ત્રું છું હું રણકાજ આપને. ૧૮૦

'આપણા કુલયજ્ઞે આ, પૂજ્યનાં શસ્ત્રપૂજને
પ્રેરતી અમને આપો શુભાશિષો પિતામહ !' ૧૮૨

રીઝયું મહાપુણ્ય જ પૌરવોનું,
વાત્સલ્ય ને વીર્ય્ય પ્રસાદ પામ્યું;
ગાંગેયને અંગ રમી રહી ત્યાં,
સંતોષની શુભ્ર સુધા પ્રસન્ના. ૧૮૬

અને વાત્સલ્યનાં વેણે વદ્યા વિનયવત્સલ,
'ચિરંજીવ રહો, વિશ્વે તમારો વધજો યશ. ૧૮૮

'શિશુ હતા ત્યાં તમને તજી દઈ,
પાંડુ ગયો જ્યોતિ અનંતમાં ભળી,
અમે ય છોડી તમને ભળી ગયા,
અધર્મને અન્તર અન્ધકારમાં. ૧૯૨

'અમ આત્મ અમે વેચ્યો અર્થકાજે અધર્મને,
અર્થને પુરુષો સેવે, સેવે ના અર્થ કોઇને. ૧૯૪

'છતાં ય આ હસ્તકમલો તમારાં,
પદે અમારાં વિનયે ધરો છો,
ને દાખવો છો ઉર-આભિજાત્ય
તો ધન્ય, બેટા ! શતકોટિ ધન્ય ! ૧૯૮

' કર્યા વશ તમારા જે વિનયે વાસુદેવને
ને મને ય, કરે। તે આ યુદ્ધમાં વિજયશ્રીને.' ૨૦૦

રોમાંચે હર્ષનાં, બાષ્પે રુંધાતા નિજ કંઠથી,
ધર્મ મર્મભર્યા વાક્યો સપ્રણામ વદી રહે. ૨૦૨

' યુદ્ધે ધરી ધનુષ જ્યાં સુધી ભીષ્મ ઘૂમે,
ને સિંહનાદ કરી સિંહસમા ઝઝૂમે,
રે ત્યાં સુધી ત્રિપુરસૂદન યે ન જીતે,
તો આશ શી વિજયની અમ અલ્પકાજે ? ૨૦૬

'છતાં હૃદયની મીઠી આશિષો સર્વ આપની,
થશે યુદ્ધ વિશે પ્રૌઢી પ્રેરણા પુરુષાર્થની.' ૨૦૮

મર્મવિદ્, મલકી મીઠું, વદ્યા વાક્ય પિતામહ,
**'यतः कृष्णस्ततो धर्मः यतो धर्मस्ततो जयः'** ૨૧૦

રીઝાવીને કુરુકુલ તણા કેસરીને કળાથી,
ને આશિષો લઈ અનલ શા દ્રોણ આચાર્ય કેરી,
સીધાવ્યે ત્યાં નિજ શિબિરમાં બન્ધુઓ સંગ રાજા,
આરંભાયાં અસત—સતનાં યુદ્ધ વિશ્વે અનોખાં. ૨૧૪



# અભિમન્યુ

ઊડેલી થોકથોકે, ધસમસ ધસતા અશ્વપાદપ્રહારે,
ધૂળે આંધી છવાઇ, ધમધમ ધરણી ધ્રૂજતી, ભાણ છૂપે;
ખાંડાના ખણખણાટે, ધમમ ધમમ ધમ્ ઘોર અગ્ન્યસ્ત્રઘોષે,
શૂરાના સિંહનાદે દિશદિશ ભરતાં, આભનાં અંગ ડોલે. ૪

શાના આ સિંહનાદો ને શાના આ રણઘોષ છે?
શાને આ રણચંડીનાં કપરાં હાસ્ય–રોષ છે? ૬

સાતે જાણે સમદર ભર્યાં ઘૂઘવે માઝ મૂકી,
બારે જાણે ઘન મચવતા ગડ્ગડાટી ગડૂડી;
તૂટી જાણે કડડ કરતું, આભ ભોંયે પડે છે,
એવાં આ અટ્ટહાસે ભયજનક, રણે ચંડી શાને હસે છે? ૧૦

આજે સ્વાતંત્ર્યના યજ્ઞો, આજે ઉત્સવ વીર્યના,
આજે છે દેશ ને ધર્મો તણા જંગ જવાનના. ૧૨

દીસે છે અસ્ત્ર શસ્ત્રો, ચપળ ચમકતાં મીનનાં નેત્ર જેવાં,
વીરોનાં વેગવાળાં ભ્રમણ, તુમુલ ત્યાં હોય જાણે તરંગો;
સિન્ધૂડા સૂર તેમાં, રગરગ ભરતા પ્રેરણા,–ઘૂઘવાટી,
એવો હેલે ચડ્યો આ, ધરણિતલ વિષે માનવોનો મહાબ્ધિ. ૧૬

એમાં એ વીર્યવર્ચસ્વી કોણ છે બાલવીર તે?
ઘૂમતો, કાપતો તેના તરંગો વેગથી પ્હણે? ૧૮

એને અંગે અજબ ઝળકે તેજ સુક્ષત્રિયોનાં,
એને હૈયે ધમધમ વહે, ધૈર્ય ને શૌર્ય તીખાં,
એના દેહે કવચ, કરમાં ચાપ ને ખડ્ગ કેડે,
એનાં નેત્રે પ્રકાશે, રિપુબલદહતી અગ્નિની ઝાળ દૈવી.

નેત્રથી અગ્નિ ને બાણ હસ્તથી વર્ષતો ઘુમે,
એકાકી રણઘેલૂડો, પ્રતાપી કાર્ત્તવીર્ય્ય શો.

ધોળ્યાં એણે દૂધ મા મૈઃ તણાં ને,
શીખ્યો એ તો ગર્ભથી ચક્રવિદ્યા,
રોમેરોમે વીર્ય્ય એને રમે છે,
પાર્થો શા પાંચ પ્રાણે, પરિમલ સરખો રાજતો એ યશસ્વી.

યૌવનોર્મિભર્યા એના પિતામહ પુરંદર,
પિતા ગાંડીવધન્વા ને માતા કૃષ્ણસહોદરા.

ઘૂમે વિદ્યુત્કરસરિખડો, બાળતો અભ્રયૂથો,
ગાજી ગાજી શર વરસતો પુષ્કરાવર્ત્તકો શો;
શત્રુઓનાં શર કુસુમની જેમ એ ઝીલનારો,
ઘૂમે ઘેલો બનીને દિતિતનુજકુલે સ્હોય વજ્રાંગ એવો.

ક્ષત્રિયોની પ્રતિષ્ઠા શી ગૌરક્ષા કાજ સંચર્યા,
પિતાના યશ શો તે યે રિપુનાં ઉર ભેદતો.

ચીરી સેના રિપુબલ તણી, તૂઝમાં અગ્નિજેવો,
વ્યૂહદ્વારે મદભર ઉભો, જીતવાને અધીરો;

ત્યાં ઊભેલો, મદમલપતો, સિન્ધુ શો સિન્ધુનાથ,
ડારન્તો શત્રુઓને, પ્રલયઘનસમાં વર્ષણે શસ્ત્રકેરાં.

બાળ અદ્દ્ભુત કૌશલ્યે સિન્ધુને ય તરી ગયો,
તેના સર્વ સહાયોથી, વેગે એ વિખુટો પડયો.

એકાકી ને અટૂલો, અભય મલપતો, ડારતો દસ્યુઓને,
ઘૂમંતો, વેગવાળો, ગજકુલદળમાં મ્હાલતા કેસરી શો,
એની ત્યાં એક ત્રાડે, થરથર ગળતાં ગાત્ર ભીરુ જનોનાં,
એના એક પ્રહારે, શતશત ધડથી થાય જૂદાં જ માથાં.

એની ચોપાસ શત્રુના શૂરવીરો ફરી વળ્યા,
ઝડીઓ શસ્ત્રની વર્ષી, બાળને મૂંઝવી રહ્યા.

ક્યાંથી આ તીક્ષ્ણ આવે, સરરર કરતો તીર કેરો પ્રવાહ ?
ક્યાંથી આ આમ આવે, સર સર કરતી સાંગ સૌદામિની શી ?
ક્યાંથી અગ્ન્યસ્ત્ર આવે, ધમમ ધમમ ધમ્ ઘોરતું ઘોર ઘોષે ?
ક્યાંથી આ ઉગ્ર આવે, ખણણણ કરતાં ખડ્ગ તાતા પ્રહારે ?

ઊલટયું શત્રુનું સૈન્ય સામટું એકલા પરે,
મૂંઝાઇ છોડવા લાગ્યો શસ્ત્ર એ સર્વતોમુખી.

તીણાં જ્યાં તીર છોડી, ચપળ ચમકતું આવતું ખડ્ગ ભેદે,
ત્યાં પેલી તીરમાળા પણછ ધનુતણી, ક્યાંયથી આવી છેદે,
બાંધે જ્યાં જ્યા ફરીથી, કયંહિથિ સરકતી સાંગ ત્યાં છત્ર કાપે,
એથી રક્ષા કરે ત્યાં, દશદિશ મંહિથી, તીડશાં તીર આવે.

ચોપાસે શત્રુનાં શસ્ત્રે, બાળ ઘેરાઇ એ ગયો,
ઘૂમતો તો ય ચોપાસે, સાગરે વાડવાગ્નિ શો. ૬૦

પેલા દુઃશાસને ત્યાં, વિષમય શરની ધૂમ હેલી મચાવી,
છોડયાં દુર્યોધને ત્યાં, નિશિત યમતણી દાઢ શાં ખડ્ગ તોળી;
શસ્ત્રોથી આવરાયો, ઘનથી રવિસમો, બાલયોદ્ધો ઘડીક,
પાછાં તેણે ઘડીમાં, પ્રખર શરકરે, એ ઘનો દૂર કીધાં. ૬૪

બન્ધુની શૌર્યસ્હોતી એ બેલડીને પરાજય
આપીને, સિંહનાદે એ ગાજ્યો પુરુષકેસરી. ૬૬

વેગેથી ધસતો અને ભુવનને કંપાવતો, ઘૂમતો,
વર્ષન્તો શરની ઝડી, મચવતો ઉત્પાત કો આકરો;
ઝંઝાવાત સમો બૃહદ્‌બલ રણે શૈલેન્દ્ર સામે ચડયો,
કિન્તુ એ શતધા વિદીર્ણ જ થયો, જેવો બળે આથડ્યો. ૭૦

શત્રુનાં લોહીથી સીંચ્યો, રાજતો નરપુંગવ,
નેત્રે ને યુદ્ધનૈપુણ્યે, પ્રેરતો ભીરુને ભય. ૭૨

દ્રોણે કૃપે હય હણ્યા રણવીરના તે,
કર્ણે હણ્યો અતિબળે વળી સારથીને;
ને વીરને ત્રિપુટિએ રથહીન કીધો,
એ દ્રૌણિ, કોસલપતિ, કૃતવર્મ કેરી. ૭૬

એ રીતે અદકી ફોરી, વીરની વીર્યમંજરી;
ઋતુચક્ર સહે જેવી, આમ્રની આમ્રમંજરી. ૭૮

કૂદ્યો એ ભૂમિ માથે, રુધિરવરણુ કૈં ગાજતો સિંહનાદે,
વર્ષન્તો શસ્ત્રવર્ષા, તુમુલ ઘન સમો, ગાજતો ઘૂમતો એ;
લાખેણાં લોહીપીધી સમરભૂમિ પરે, ખેલતો રક્તવર્ણે
સન્ધ્યાના આંગણામાં, તિમિરદળ શું એ ખેલતા સૂર્ય જેવો.

ટંકારે ચાપ કેરા ને નાદે ગૌરવગૂંજતા,
અંગે ઉત્સાહઘેલૂડાં એ રણે રમણે ચડ્યો.

જાણે પાદપ્રહારે ધરણિ ધ્રુજવતો કાળનો કાળ કૂદે,
જાણે સાક્ષાત્ પિનાકી, ત્રિપુરવિજયને કાજ જુદ્ધે ઝઝૂમે;
જેવો અન્ધારકેરાં ઉદર કિરણથી ચીરતો ભાનુ સોહે,
એવો એ રક્તનેત્રે, શત શત શતધા વર્ષતો શસ્ત્ર સોહે.

હાથી, ઘોડા, રથો, પ્યાદાં, એમ અંગો અનીકનાં,
ચીરતો, કેતુનાં જાણે અંગ ભાસ્કર ચીરતો.

ત્યાં તો પેલું સરર કરતું તીર કો હેમપૂંખું
આવી, તેની પણછ ધનુની છેદતું ચાલ્યું જાતું;
ને ત્યાં તેનો, કરથી ઉછળી ચાપનો દંડ વેગે,
જાતો દૂરે ગગનભરતું ગૂંજતો અન્તરિક્ષે.

ચાપહીન થયે એને ઉરે ઉત્સાહ ઓસર્યો,
તે વાધી પલમાં પાછો, ગદાથી એ કૂદી પડ્યો.

ઘૂમન્તો કૌરવોનાં અતલ ગગનમાં મેઘ શો ચંડમૂર્તિ,
ઝીલન્તો શત્રુવર્ષ્યાં પરશુ, શર અને તોમરો અગ્નિતીખાં;

વીંઝન્તો વેગથી એ, વિષમ વડી ગદા, કાળની શક્તિ જેવી,
કૂદી, ઉન્મત્ત, ઘેલો, કુરુકુલ દળને છૂંદતો ભીમનાદે. ૧૦૦

જેવો કમલિની કેરી કુંજે કુંજર કૂદતો,
એમ કૌરવકુંજોમાં, કૂદતો પાંડુકુંજર. ૧૦૨

પ્રૌઢા પાદ પ્રહારે, ધરણી ધમધમાવન્ત ભૂકમ્પ જેવો,
ગર્વીલા સિંહનાદે, ગહન ગગનના ગાભને ગાળનારો;
હારેલા તાતકેરાં, તુમુલ લઈ ગદા, વૈરને વાળવાને,
તૂટ્યો દૌઃશાસનિ ત્યાં રણરમણ ચડ્યા શૂર સૌભદ્ર માથે. ૧૦૬

ભર્યા જેમ ઘનો ગર્જે, આથડે આભઆંગણે,
તેમ જોબનઘેલા બે આથડ્યા સમરાંગણે. ૧૦૮

ઝંઝાવાતો સમા એ, ઘુમિ ઘુમિ ઘુમિને લોક કમ્પાવનારા,
તોળી તોળી ગદા એ, કડડડ કરતી ઝીંકતા સામસામા;
ગર્જીને દાખવન્તા, નિજ કરબળ એ, મત્ત માતંગ જેવા,
ખેલન્તા શૌર્ય કેરાં સમર, અમરને આંજતા, યૌવનાળા. ૧૧૨

મત્ત માતંગશા બન્ને, કરકૌશલ્ય દાખવી,
વિસ્મયે, ભયથી, હર્ષે, શૂરનાં ઉર પૂરતા. ૧૧૪

સરર તોળિ ગદા અભિમન્યુએ,
કડડ ઝીંકિ જદા પ્રતિપક્ષી શું;
ચરર ચિત્ત ચિરાઇ જતાં તહીં,
‘અરર’ ઘોષ થયો કુરુસૈન્યમાં. ૧૧૮

પણ ત્યાં અંગચાપલ્યે, સરકી કુરુકુંજરે,
ઝીંકી ભીમ ગદા સામી, કરતાં ગર્વગર્જના. ૧૨૦

સ્વબળથી અભિભૂત જ એ થયો,
ક્ષિતિતલે અભિમન્યુ ય ત્યાં પડ્યો;
કડડ કમ્પ્યું અનન્તનું આંગણું,
ખળભળ્યા ક્ષિતિના સહુ સંધિઓ. ૧૨૪

પડ્યા ભૂમિ પરે બન્ને વીરો ત્યાં નિજ વેગથી,
પણ ત્યાં પલમાં પાછો, દૌઃશાસનિ ઉભો થયો. ૧૨૬

ઊભો થતાં જ ઉઠતા અભિમન્યુ માથે,
વિદ્યુત્ સમી નિજ ગદા પળમાં જ ઝીંકી;
વ્યાયામશ્રાન્ત રણવીર રણે હણાતાં,
ગાજી રહ્યો કુરુકુલાંકુર સિંહનાદે. ૧૩૦

ગૌરક્ષાકાજ ચાલ્યા નિજ જનકતણી આમ કર્ત્તવ્ય પૂર્તિ
થાતાં, એના શરીરે અમળ દિપિ રહ્યો એક આનન્દજ્યોતિ;
ઉત્કંઠી અપ્સરાએ અમર કુસુમ ત્યાં વીરને અંગ વેર્યાં,
ડૂબન્તા ભાનુએ ત્યાં કનક કિરણથી વીર્ય તેનાં વધાવ્યાં. ૧૩૪

સૂર્યમંડળ ભેદીને, વીરનો જ્યોતિ આત્મનો,
બ્રહ્મમાં ભળતાં, વિશ્વે શોકઅબ્ધિ ફરી વળ્યો. ૧૩૬



# અશ્વત્થામા

અંધારી રાત્રિનું હૈયું ભેદીને મૌન મૃત્યુનું;
પાથરે અંચળો એનો, સૂનાં આ સમરાંગણે.

નિરવતા નિજ પાંખ વિશાળને
સમરભોમ પરે દઇ પાથરી,
જગત ચેતનને સહુ આવરી,
અજબ એકલ આજ વિરાજતી.

વિહગનાં વયણો વિરમી ગયાં,
રણતણા રવ ઘર્ઘર આથમ્યા,
પવનના પણ વેગ શમી ગયા,
જડ સચેતન સ્તબ્ધ સહુ થયાં.

ક્ષિતિજની પર આથમતી કલા
શશિતણી મથતી મ્હસ દીસતી,
તિમિર પાર નિગૂઢ રહેલ કૈં
અકળ તત્ત્વનું દર્શન પામવા.

દિન અઢાર અઢાર થયાં અહીં
પ્રલય ચંડી પ્રચંડ લસી રહી;
અહીં અઢાર અઢાર દિનો થયાં,
પ્રબળ તાંડવ રુદ્ર તણાં મચ્યાં.

દિન અઢાર તણા ભયભૈરવ,
પ્રબળ શંખનિનાદ ગભીર ને
ડણુક, તર્જન, ગર્જન થંભતાં,
મરણનું અહીં મૌન જ વ્યાપિયું.

પ્રથમ કો દિ સજીવ શરીરનાં
રુધિરથી નહિ સિક્ત તરૂતણી,
નહિ જરી જડતા શકતી હરી
લહરિ ધીર સુધીર સમીરની.

નહિ ઉલૂક અમંગળ હર્ષથી
સમર ભોમ ભરી ભરી ઊડતું;
નહિ શૃગાલ નિશાચર સંચરી
મરણને મુખ વાચ જગાડતું.

*

થયું ! સકળ આ શમ્યો સબળ સૃષ્ટિસંહાર ને
ફર્યો યુગ, ગયાં શમી પ્રબળ વીર્ય્ય ક્ષાત્રત્વનાં,
ધ્રપી ધ્રપ ધ્રપી નવાં રુધિર પી, બની પુષ્ટ આ
કરાલ ધરતી ઉરે મનુજનાં રહ્યાં માળખાં.

પિતામહ હવે ન પુંગવનિનાદથી ગાજશે,
ન દસ્યુદળ ડારશે ડણુક દેઇ દુઃશાસન;
જયદ્રથ ગયો સદા જયનશીલ, શલ્યે ગયો,
ગયો તનમનાટ આજ કુરુવીર કેરો બધો.

ગયા સકળ વીર ને ગગનભેદતાં ગર્જનો
શમી સહુ ગયાં; રહ્યાં કરુણ ક્રન્દનો એકલાં;
દ્રવી રુદનમાં જશે કુલવધૂતણાં ક્રન્દનો
સદૈવ સુણી ચિત્રભિત્તિ પર વૃક્ષનાં વૃન્દ સૌ.

વિલાપ ધૃતરાષ્ટ્રનો જગદરણ્યને પૂરશે,
મહાનિલય હસ્તિનાપુર તણા સ્મશાનો થશે;
અપક્ષ, અસહાય, એ કુરુકુલેન્દ્ર દુર્યોધન,
અધોમુખ હવે રહી, શ્વસનમાત્રથી જીવશે.

હવે વસુમતી પરે વિતથ એકલું રાજશે,
અને ખડખડાટ હાસ છળનાં બધે ગાજશે;
પિતામહ તણી પ્રભા પ્રખર પૌરુષે ધીખતી
શમી અવ જતાં, પટુત્વ મદભેર મ્હાલ્યે જશે.

પિતા પણ પડ્યા, પડ્યા વિતથવેણમાં વિશ્વસી,
ગયો શરતણો મહાપ્રબળ પુષ્કરાવર્તક;
ગયું ભરતગોત્રનું અનુપ છત્ર વાત્સલ્યનું,
પરાક્રમ પડ્યું; પડ્યો પુરુષકાર; સત્યે પડ્યું.

યુધિષ્ઠિર! સરી પડ્યું સકળ સત્ય શું સ્વાર્થમાં?
ગમ્યો વિજય દશ્ય કે અસતનો ગ્રહ્યો આશરો?
ખૂટ્યાં જળફળો જ શું લચલચી રહી પૃથ્વીમાં,
ગણ્યો ગુરુથકી ય કે પ્રિય જ પુત્ર પાંચાલનો?

અને દ્રૌણિ ફરી કાંઇ થંભીને ગૂઢ શોચતો,
ઘડી આછાં, ઘડી ઘેરાં લોચને તેજ ધારતો.

'અશ્વત્થામા પડ્યો' એ વિતથ વચનને વજ્ર ભેદાઇ જાતાં
હૈયું વાત્સલ્યભોળું, કરથી સરી પડ્યે શીઘ્ર શસ્ત્રાસ્ત્ર તાતાં,
ને થાતાં ઇંદ્રિયો સૌ અકલિત પરમ જ્યોતિને ધ્યાન લીન,
રેલાયો સિન્ધુ શોકે છલક છલકતો વન્દ્ય વિપ્રત્વકુંજે.

ખેંચીને કેશ તેના શશિકિરણ સમા, ખડ્ગે ઝીંકી અનાર્યે
રૂહેંસી આર્યત્વ નાખ્યે, સકળ જગતમાં ઘોર વાધી તમિસ્રા;
ધ્રુજી ઊઠી ધરિત્રી, ખડખડ મદથી પૂર્ણ ઉન્મત્ત હાસે,
લાસે ગર્વપ્રચૂરે કિતવગણતણાં, નૂગરા છાકનાદે.

જીત્યું શું પાર્થ કેરું વિતથ વચન? કે ખડ્ગની ધાર જીતી?
કે જીત્યો જન્મ કેરો પ્રણય? હૃદયનું અન્ધ વાત્સલ્ય જીત્યું?
જીત્યું દુર્દૈવ મારું? ભરતકુલતણા નાશનો દેવ જીત્યો?
જીત્યું કો? કોણ જાણે! પણ કુરુકુલનું સૌમ્ય સદ્ભાગ્ય સૂતું.

હતું ઇતર ના કંઇ; પ્રણય એકલો તે હતો,
અને પ્રણય એ જ આજ મુજ પૂર્વ વૈરી થયો;
શકે અસત સંહરી કદિ ય સત્ય સંશુદ્ધને?
નિપાત મુજ તાતનો અમળ ખડ્ગથી સંભવે?

ધરી ધનુષ હાથમાં, ઘનગભીર ટંકાર જ્યાં
કરે મુજ પિતા, તહીં થરથરી જ ઊઠે ધરા;

ત્રિમૂર્તિ સુરસૈન્ય સાથ પલમાં જ ઝાંખી બને,
સદેહ રણદેવનાં પ્રલયનેત્ર કો જીરવે? ૮૦

અનિષ્ટ સુત કેરું માત્ર સુણતાં જ શસ્ત્રો સરી
પડ્યાં જનકનાં અને બધિર ઇંદ્રિયો સૌ બની;
નિહાળી નયને પિતાવિપદ તો ય જીવી રહ્યો,
સદા સબળ હું તદા અબળ કેમ ઊભો રહ્યો? ૮૪

નૃશંસ મુજ આત્મ! આ રુધિરમાંસનું માળખું
ચ્હડી ગયું શું સત્યથી, પ્રણયથી અને સ્વત્વથી?
સ્વમાનભર મોતની સુરભિથી શું વાર્દ્ધક્યની
ચ્હડી ગલિત અંગ ને પલિત કેશની લાલસા? ૮૮

અખંડ મુજ અંગ યૌવનતણા મહોલ્લાસથી
ભર્યું જનકવૈરના ભડભડાટ દાહે બળે;
સવીર્ય મુજ શસ્ત્ર ને વિમળ શસ્ત્રવિદ્યા હજી,
છતાં ય સુખથી સુવે અહહ! તાતનો ઘાતક? ૯૨

બન્યાં અવસરે વૃથા શપિત શસ્ત્ર રાધેયનાં,
અશાપ પણ આ તદા અફળ શસ્ત્ર મારાં થયાં;
હસ્યો હું નિરખી વિષાદ રણમાંહિ અર્જુનનો,
પરંતુ મુજ આ વિષાદ? મુજ શસ્ત્રનો ત્યાગ આ? ૯૬

તજ્યાં જ કયમ શસ્ત્ર મેં? કયમ તજ્યાં જ મેં શસ્ત્રને?
શકે શું અવમાનથી અનલ વૈર કેરો શમી?

પ્રદીપ્ત મુજ વૈરમાં કયમ વિષાદ વ્યાપી રહ્યો
વહી સમરની યદા શબમહીં ય સંજીવિની ?

અને રવિશશી યદા ભરતગોત્રના આથમ્યા,
સહસ્રશત તારલા સ્મરણશેષ જ્યારે થયા;
યદા તિમિર મૃત્યુનાં ભુવનકુંજ વીંટી વળે,
તદા સકળ હું સજી મુજ મહાસ્ત્ર આજે ઊભો.

અરે વિષમ દૈવ ! આ સકળ શસ્ત્ર ધારું છતાં,
બધાં અફળ આજ આ અબળ પાસ ઊભાં બની;
નિરાશ્રિત હું એકલો: અરિતણો મ્હણે ઘૂઘવે
મહાબ્ધિ મનુજો તણો: કયમ કરી તર્યો જાય એ?

તરાય કયમ ? દ્રૌણિને હૃદય હોય દૌર્બલ્ય આ ?
અને કૃપણ દીનતા મુજ ઉરે કદી શું વસે ?
'તરાય કયમ ?' 'શું કરું ?' વચન ક્ષુદ્ર નિર્માલ્ય એ
વદે કદિ ય જીભ જે ડણકતી પુરા દર્પથી ?

ભલે અબળ એકલો, નહિ સહાય, સાથી ભલે,
ભલે અરિતણો મહા મનુજ સિન્ધુ ત્યાં ઘૂઘવે;
ભલે સકળ રુદ્રતા જગતકેરી તેમાં ભળે,
છતાં નહિ, નહીં કદી હૃદય દ્રૌણિ કેરું ડરે.

નથી અબળ એકલો: પ્રબળ શસ્ત્રનો સાથ આ,
અને ધસમસી વહે રુધિર દ્રોણનું અંગ આ;

હજી ડણુક કંઠમાં, ધૃતિ ઉરે અને વૈરનો
મહાનલ જળી રહે ભડભડાટઃ તો યે ડરું ?

નહી ભય ધરુંઃ ખસો કૃપણ દીનતા ચિત્તની;
ઘડીક વિરમો બધી મૃદુલ વૃત્તિ વિપ્રત્વની;
સરો સકળ સૌમ્યતા; નયનનેહ જાઓ શમી;
ગળો સકળ ગાત્ર આ પ્રબળ વૈરના વહ્નિમાં.

નહીં જ સુખથી સુવે અવ પિતા તણો ઘાતક,
નહીં શિશુ ય જીવશે કુલનું પાપ પંચાલનાં;
મરું હુંઃ અથવા મરે અરિગણોઃ ન ત્રીજું થશે;
ધરી જ ધરણી શકે કદિ ય ભાર નાઃ બે ય નો.

ગણી ગુરુ ઉલૂકને, અરિ સુષુપ્તને સંહરી,
તૃષાર્ત મુજ તાતને રુધિરની દઈ અંજલિ;
કરું સુભગ આજ હું જનક કેરું સંતર્પણ,
હણું હું છળને છળેઃ અસતને અસત્યે હણું.

અને ભૂકમ્પ શા પાદપ્રહારે ધરણી તણા
સન્ધિ સૌ કરતો ઢીલા અંધારે એ ધપી રહ્યો.

વજ્રપ્રહારે ઉર પર્વતોનાં
વિદારવા સંચરતો શું વજ્રી
કે ધૂમકેતુ અવકાશ માંહે
ધસે ધરાખંડ પ્રજાળવાને.

એવો ધપે દ્રોણિ પદપ્રહારે,
સંશૂન્યતા સંહરતો નિશાની;
ત્રિલોકનાં ઉગ્ર બધાં ય તત્વો
ઘોળી, ઘડી હોય શું આંખ એની ! ૧૪૨

સ્કન્ધે મહાકાલની જીભ જેવું
ધર્યું મહાભીષણ ખડ્ગ એણે,
ને સંચરે વૈરવિલીન ચિત્તે
સંહારનો દેવ સદેહ જાણે. ૧૪૬

ગેંદો ઉછાળી ગગને ગ્રહોની,
અનન્ત પૂરી નિજ અટ્ટહાસે;
ન રુદ્ર યે તાંડવ કાલ નાચે
આવી ધરી ભીષણુ દીપ્તિ અંગે. ૧૫૦

ન ભીમ ભૂકંપ તણા ગણોથી
કંપી ધરા, ક્રન્દતી આજ તેવી,
સંહારકાલે ય ન આમ તેજ
અંધારની ઓથ વિશે લપાય ૧૫૪

મહા વાસુકિ શો વિશ્વે, વૈરનાં વિષ વામતો,
સર્યો પાંચાલ વીરોના શિબિરે શૂન્ય ચિત્ત એ. ૧૫૬

દિન અઢાર તણો શ્રમ ટાળવા,
દિવસના વિખવાદ વિસારવા,

અહીં ઘડીક પડ્યો મધુ નિંદના,
દ્રુપદનો સુત સ્વપ્નવિહારમાં. ૧૫૮

દિન અઢાર સુધી કરમાં સજી
અસિ, શરીર મહા કવચે મઢી;
ડણકતો નરસિંહ રમી રહ્યો
રણ વિશે રસથી, પળ જંપિયો. ૧૬૨

કઠિનતા રણભોમ તણી સરી
સહુ જતાં, મૃદુતા મલકી રહી;
નયનથી રણ રોષ શમી જતાં,
તંહિ સુકોમળ સ્વપ્ન ફરી વસ્યાં. ૧૬૬

જ્વલન જાગૃતિ કેરું જતાં શમી,
સરલ શૈશવનું સ્મિત વ્યાપિયું;
પ્રબળ પાંડવ સૈન્ય તણો રથી,
શિશુ નચિંત થઈ અહીં નિંદરે. ૧૭૦

તહીં સમીપ સુકોમલ પોયણાં,
મલકતે મુખ, માતુલ સ્હોડમાં,
સ્વપનને સરિતાતટ ખેલતાં,
કનકવેળુથી, અપ્સર સંઘમાં. ૧૭૪

અધરની કળીને વિકસાવતું,
સ્મિત સુરેખ રમી વદને રહ્યું;

# ફૂલદોલ

ફરકતી લટ કોમળ કેશની,
મધુર, મુગ્ધ હસી રહી તેમની.

પોઢેલો સુખ શય્યામાં, રમંતો સ્વપ્ન ભોમમાં,
ધૃષ્ટદ્યુમ્ન ઝઝૂમેલા કાળને શી વિધે લહે?
કે લહે શી વિધે ફૂણાં કૃષ્ણાનાં કુસુમો બધાં,
ઝૂમી માથે રહેલી એ વિપત્તિ હિમસેકની?

ધીમે રહી ટમટમે તહીં દીપ તેની
આછી પ્રભા સ્મિત સુપ્તતણાં ઉજાળે;
ધીમે પદે પવનની લહરી પધારી
સૂતેલની લટ જરી રહીને સમારે.

ધીરે ધારે પદે તેની સમીપે દ્રૌણિ સંચરે,
મહાપદ્મ સમીપે કો સંચરન્તા કરીન્દ્ર શો.

ધીમે ધીમે ટમટમ થતા દીપની જ્યોતિ થંભે,
થંભે ધીમી પવનપગલી, વિશ્વ આખું ય થંભે;
ધીમે ધીમે જનકરિપુની સન્મુખે સંચરીને,
ઊભે રુંધી શ્વસન, ઉરમાં કાંઇ ઊંડું વિમાસે.

ફેંકીને તેજની તીણી દૃષ્ટિ ચોમેર ન્યહાળતો,
ઊભે નીરવ એ શય્યા સમીપે ધૃષ્ટદ્યુમ્નની.

પ્રબળ પૌરુષની પ્રતિભા ભર્યો,
કનક દેહ નચિંત સ્વપી રહ્યો;

જગતની નવયૌવન દીપ્તિ એ
વદનનાં સ્મિતમાં વિલસી રહે.

'દીપ્તિ યૌવન કેરી આ હણે શું વૃદ્ધ તાતને?
આ સ્મિતે દ્રોહનાં કૂડાં કદિ ઝેર વસી શકે?

આ એજ છે સ્મિત સુરમ્ય, ધરી તદા જે
આવ્યો સમિત્કર પિતા પદ સેવવાને;
આ એજ તે સ્મિત જહીં થઇ મુગ્ધ તાતે,
રેલ્યો મહાત્મ નિજ આત્મ મહીં જ તેના.

સુહાગી ફરકે આવું સ્મિત શું છળના ઉરે?
હોળી હૈયે બળે તો યે સુધા શું મુખથી ઝરે?

આવાં પરસ્પર વિરોધી બળો થઇને
એકત્ર, શું જટિલતા જગની વધારે?
મીઠી લસે નયનમાં ગુરુઘાતકીનાં
સ્વપ્નો તણી સુખસુધા, કયમ સંભવે એ?

સંભવે તોય એકાન્તે પડેલા ગાઢ નીંદમાં,
સંહરું શી વિધે મારા શત્રુ એ શસ્ત્રહીણને?
દ્રોણુના દેહની દીપ્તિ અને આત્મતણાં અમી,
અંગેઅંગ ધરું તો યે આ શી દુર્બુદ્ધિ માહરી!
અને લોચન એનાં ત્યાં ફરી કાંઇ વિમાસતાં,
ફરીથી પલમાં એનાં ક્રોધથી અંગ કંપતાં.

'અશસ્ત્ર આ? શસ્ત્રવિહીન ત્યારે
હતા નહીં શું મુજ તાત વૃદ્ધ?

પ્રસુપ્ત આ ? ઇન્દ્રિય ન્હોતી ત્યારે
પિતા તણી બ્રહ્મસમાધિલીન ? ૨૨૦

શિષ્ય આ ગુરુનો મારાઃ ગુરુ તે અમ બે ય ના;
પિતૃ વૈરથી ધીખે આ, ધીખે મારાં ય ગાત્ર આ. ૨૨૨

ઘોર ત્યાં ઘૂઘવી દૂરે ઉલૂક કોઇ ઊડતું,
ને ડૂબે ચિન્તને દીર્ઘ ફરીથી ઉર એહનું. ૨૨૪

સૂતેલ શુભ્ર સુખસેજ મહીં પિતાનો
એ શત્રુ ત્યાં સળવળ્યે, કંઇ એ વિમાસે;
એણે સુણ્યા પ્રબળ પાંડવ હર્ષનાદો,
ને આર્ત સૌ રવ સુણ્યા કુરુ સૈન્ય કેરા. ૨૨૮

ન્હીલાતું નિજ રક્તે ત્યાં દીઠું વૃદ્ધત્વ તાતનું,
ન્હીલાતું છળમાં એણે તેજ વિશ્વાસનું દીઠું. ૨૩૦

પિતાનાં લોચને એણે દીઠો ઊંડા વિષાદને,
ને દીઠું રક્ત રોળાયું સૌમ્ય એ વૃદ્ધ શીર્ષને. ૨૩૨

એને ઉઠ્યો અન્તર વૈરનાદ, ને
પ્રચંડ એના પડઘા નભે પડ્યા;
થયું ! અને મત્ત તદા લસી રહ્યો,
પાંચાલનો કાલ કરાલ હાસથી. ૨૩૬

ઝીંકાઝીંક કરી એણે સુપ્તસંહાર આદર્યો,
ને બીજી જ પળે પાછો ઊડી અંધારમાં ગયો. ૨૩૮

ધીમે રહી વિરવતા નિજ સ્હોડમાંહે,
એના પ્રચંડ પદના પડઘા સુવાડે;
ધીમે રહી ટમટમે તહીં દીપ, ધીમે
ધીમે પદે પવનની લહરી પધારે. ૨૪૨



# માડી !

તુજ મ્લાન વદન શે માડી !
તુજ હૈયે આ શો કમ્પ ?
ક્યાં વીરગર્જનો છૂપ્યાં ?
શે ગળી ગયાં તુજ અંગ ?
તુજ અંગઅંગમાં તરવરતું ક્યાં છૂપ્યું ચેતન માત ?
તુજ દસ્યુડારતાં નેત્રે, શે આજ અશ્રુની ધાર ?

તું વીરપુત્રની માતા,
તું સિંહણ શૂરી એક;
તું રત્નગર્ભ રણચંડી,
તુજ શાને કમ્પે દેહ ?
તુજ એક માત્ર હુંકાર સુણી, રિપુગાત્ર ગળી સૌ જાય,
ને છતાં ય માડી ! તારી, આ થરથરતી શે કાય ?

તુજ તનય અમે આ માડી !
શું પાક્યા પથ્થર સૌ ?
શું કાયરતાને ઘોળી,
વીરત્વ વિસાર્યાં સૌ ?
નહિ,નહિ,નહિ, નહિ,નહિ, નથી હજી વીરત્વ વિસાર્યાં માત!
નથી ચૂડી પ્હેરી બેઠા, નથી ભૂલી બેઠા ભાન.

તુજ-સિંહણ-ની રણઘેલી
સેવા છે પ્રેરક કૂખ;
ને ઘટઘટમાં ઘોળ્યાં છે,
તુજ વીર્ય ધૈર્યનાં દૂધ:
અમ સમરાંગણ ક્રીડાંગણ કરવા હૈયાં થનગન થાય;
અમ રોમરોમમાં જાગે, તુજ મુક્તિઝંખના આજ. ૨૪

ખંખેર માત! સૌ તારાં,
ભય ગ્લાનિ સ્વપ્નાં આજ,
ને મીઠી આશીષોથી,
અમને નવજીવન આપ;
તને પરાધીન પુન્નરક મહીંથી ઉદ્ધારીને માત!
તુજ "પુત્ર" નામ ધારેલું, અમે સાર્થક કરશું આજ. ૩૦

તું ધૈર્ય ધારને માડી!
તું ખાળ અશ્રુની માળ;
તું વીરજનેતા; તારે
શાના તે હોય ઉચાટ?
અમ અંગ અંગમાં ઉભરાતું નવજોબન તારે કાજ;
અમે રણશિરે હોમીશું: હોમીશું જીવન સાર. ૩૬



# ભૂચરમોરી

અવની ડોલી, ગિરિવર ડોલ્યા,
ડોલ્યાં વનનાં લીલાં ઝાડ,
ગિરિગહ્વરમાં પશુઓ છૂપ્યાં,
છૂપ્યા વનહસ્તી, વનરાજ.
પક્ષીઓનો શોરબકોર
પ્રલયકાળ શો દીસે દોર.

ગગન મહીં જ્યમ કાળાં કાળાં
વાદળ કેરી ધસતી હાર,
યવન સૈન્ય ત્યમ ધસતું આવે,
પૃથ્વીને છૂટે કંપાર.
વેશ જુદા ને જુદા તોર,
પ્રલયકાળ શો દીસે દોર.

કાળાં ભૂરાં વાદળમાં જ્યમ,
વીજલડીઓ કાઢે જીભ,
તગતગતે ત્યમ તેજ ભાણુનાં,
ભાલાંઓની ચમકે જીભ.
તોપ નગારાં કેરો શોર,
પ્રલય કાળ શો દીસે દોર.

નગરનાથની સ્હામે ધાવા,
ઉછળે માનવસાગર આજ,
ઘૂઘવાટ ઘન ઘર્ઘરથી શાં
આભતણાં ઓગાળે ગાભ !
શૌર્ય તણી શી ઉછળે છોળ !
પ્રલયકાળ શો દીસે દોર !

કાળ દૂત શો ઢોઢો આવ્યો,
આવ્યો બાબી ઝેર ભરેલ,
આવ્યો આજમ અંગ અંગથી
વેરતણી રેલાવી રેલ.
જામ તણાં હણવાને માન,
યવનોનાં ઊડ્યાં તોફાન.

લૂંટ્યાં ઘર, લૂંટી વાડી ને
લૂંટ્યાં ખેતર, લૂંટ્યા પાક;
ગામ લૂંટ્યાં ને લૂંટ્યા ગોંદરા,
લૂંટાલૂંટ મચાવી આજ.
ધમધમ ધસતા વાળી દાટ,
યવન તણો કેવો ઉત્પાત !

સતા જામની થરી સેના,
સ્વાગત કરવા સામી જાય;

## ભૂચરમોરી

જાતે આવી યુદ્ધ ગંગને,
વધાવવા હૈયાં હરખાય.
ઉત્સવના એને ઉલ્લાસ;
વિજયમાળ કેરા તલસાટ. ૪૨

ભૂચરમોરી પાસે ભેટયાં,
સ્હામાં સ્હામાં એય અનીક;
યવનસાગરે વડવાનલ શા,
ભળી ગયા રજપૂતો વીર.
ધડૂકતી કાળી ઝંઝાળ;
આરંભાયાં જુદ્ધ કરાળ. ૪૮

ગજ, વાજી, ઉંટ પડવા લાગ્યા,
પડવા લાગ્યા શૂર કુમાર,
હરખભરી ત્યાં દોડી આવી,
અપ્સર પહેરાવે જયમાળ.
દેવો કરતા ધન્યોચ્ચાર,
વિસ્મયથી થંભ્યા આકાશ. ૫૪

મરશું તો મુક્તિ મળશે ને
મળશે યશ જીતી સંગ્રામ,
અવસર માંડ મળ્યો જાણીને
વીરો લડતા ભૂલી ભાન.

“હર ! હર ! શંભુ !” કરી ઉચ્ચાર,
કપાય કાપી અપરંપાર.

નગર સૈન્યનું શૌર્ય નિહાળી,
બની યવન સેના લાચાર,
વજ્રસમો નરદુર્ગ નિહાળી,
અન્તરમાં અતિશે અકળાય.
સન્ધિ માટે કરતા વાત,
બાબી, કોકો, આજમખાન.

લખ્યા પત્ર ત્યાં જામ સતાને,
“ આપીશું રુપીયા બે લાખ,
ચન્દ્રાસર પર્યન્ત સલામત
જાવા દો અમને, મહારાજ !”
સુલેહના કાઢે ઉદ્‌ગાર,
અકળાઈને યવનો આજ.

સુલેહની આ વાતો જાણી,
લોમો ને મુઝફ્ફર, તાતાર,
યવનનાયકો પાસે પો’ચ્યા,
મેણાં દીધાં અપરંપાર :—
“ યવન જાતિના ઓ અંગાર !
ધિક ! ધિક ! શતકોટિ ધિક્કાર !”

યુદ્ધ નિશ્ચયે આંહી આવ્યા,
ભાગી જાતા પામી હાર,
પાદશાહને કેવી રીતે
દેખાડી શકશો દીદાર ?
મર્દ નથી પણ નિર્બળ નાર;
યવન જાતિના એ અંગાર ! ૮૪

યુદ્ધ ફરીને શૌર્ય બતાવો,
રાજપૂતને આપો હાર;
પ્રપંચથી અમ સૈન્ય તમોને
આપી દઇશું ઓ સરદાર !
શૂરા એ છત્રીશ હજાર,
રાજપૂતને દેશે હાર. ૯૦

બેત ગોઠવી, યુદ્ધ વચ્ચોવચ્ચ
ભાગીને, ભળશું તમ સાથ,
રાજપૂતમાં ગરબડ થાશે,
પામી જાશે તુર્ત જ હાર :
યુદ્ધાર્થે બનજો તૈયાર,
યવનો કેરા ઓ સરદાર !” ૯૬

બન્યા વચનથી ભ્રષ્ટ યવન ને
બીજે દિન આદરિયું યુદ્ધ;

ધમમ ધમમ ધમ્ તોપો છૂટી,
સૈન્યોએ ગોઠવિયા વ્યૂહ.
લોમો ને મુઝફ્ફર, તાતાર,
ઉભા મોખરે નર અંગાર. ૧૦૨

જામ સતાજી ગજ પર બેસી
સૈન્ય મધ્ય ઊભા રણધીર,
વજીર જેસો દળમાં ઘૂમી
શૌર્ય શબ્દ ઉચ્ચારે વીર.
ભીષણ નાદથી ગાજે તોપ,
કડડડ કરતું તૂટે વ્યોમ. ૧૦૮

શોણિત સરિતા પ્રબળ વેગથી
વહેતી દીસે, વીરના પાદ,
હસ્ત, મસ્તકો તરતાં દીસે,
તુમુલ યુદ્ધ કૈં જામ્યું આજ.
" શંભુ " ને " અલ્લાહ "ના નાદ
શૌર્ય તણી રેલાવે ધાર. ૧૧૬

તુમુલ યુદ્ધ ભાળીને લોમો,
નગરનાથને વદતો વાણ;
" શત્રુપક્ષનાં શસ્ત્ર આપને,
કદાચ બાપૂ ! કરશે હાણ.

શંકા એ ઉરમાં મહારાજ !
નથી યુદ્ધ થઇ શકતું ગાઢ. ૧૨૦

કૃપાનાથ ! ગજ પરથી ઉતરી
વાજી પર બીરાજો આપ;
પછી નિહાળો શૌર્ય અમારું,
વફાદારીનું કાઢો માપ.
મુક્ત ચિત્તથી કરશે યુદ્ધ,
ફિકરની એ સેના શૂર." ૧૨૬

દગાબાજનાં વચનો સાચાં
માની અશ્વે બેઠા જામઃ
લોમાએ ત્યાં બૂમ મચાવી,
"નાસો, નાસો, નાઠા જામ."
રાજપૂતનાં ઊડ્યાં નૂર,
ફર્યાં નિરાશા કેરાં પૂર. ૧૩૨

અશ્વારોહી વજીર જેસો,
દળમાં ઘૂમી, ગાજે વીરઃ
"યુદ્ધ કરો શૂરવીર તમે, ને
કપટી કેરાં કાપો શિર.
જીત્યા, જીત્યા, જીત્યા જામ;
યુદ્ધ કરો શૂરવીર તમામ. ૧૩૮

નગરનાથ નહિ કદિયે નાસે,
નહિ દેખાડે રિપુને પીઠ,
કાર્ય સાધવું; નહિ તો મરવું,
શૂરવીરની એ છે રીત.
જીવજો, વિજયી થાજો જામ,
યુદ્ધ કરો શૂરવીર તમામ." ૧૪૮

પુનઃ સતોજી ગજપર બેસી,
સૈન્ય મધ્ય ઊભા શૂરવીર,
સૈન્ય મધ્ય સ્વામીને ભાળી,
નાદ કરે રજપૂતો વીરઃ
"કાપો કાપો શત્રુ શિર,
ઊજાળો જનનીનાં ક્ષીર." ૧૫૦

પ્રબળ વેગથી સૈન્યો ભેટ્યાં,
દીસે ઉડતાં વીરનાં શિર,
લોહી ફુવારા ઉડતા દીસે,
અતુલ શૌર્યથી લડતા વીર.
કુપટી કેરાં વદનો શ્યામ,
મચતાં શૂર તણા સંગ્રામ. ૧૫૬

શોણિત સરિતા, શબો ટેકરા,
સુહે ધ્વજાઓ જાણે ઝાડ,
ત્યાં ઊભી રણદેવી આજે
હાસ્ય કંઇ કરતી વિકરાળ.

નેત્રોથી વરસાવે ક્રોધ,
લાલ ધૂમ વહ્નિના ધોધ. ૧૬૨

જોગણીઓ ખપ્પર લઇ આવી,
આવ્યા શિવજી કરવા માળ,
દેવ દૈત્ય, તારાપથમાંથી
યુદ્ધ નિહાળંતા વિકરાળઃ

રણચંડીના ઘૂમે દૂત,
ટપટપ પડતા યોદ્ધા શૂર. ૧૬૮

કુંવર અજોજી રણમાં સૂતા,
સૂતો જેસો શૂર વજીર,
કોકો, આજમ, નાગ સૂતા, ને
કપટીનાં રોળાયાં શિર.

લાખ્ખો રણમાં સૂતા આજ,
રુદ્ર તણી થઇ ઉત્તમ માળ. ૧૭૪

નિરખી શ્રદ્ધા, શૌર્ય અનુપમ,
નિરખી સ્વામી ભક્તિ ગાઢ,
પ્રેમ થકી નગજાપતિ આપે
રાજપૂતને રણસંગ્રામ.

ધન્ય ધન્ય સૌ રજપૂત માત!
ધન્ય સતોજી વીર મહારાજ. ૧૮૦



# તદા—

તદા ગરવ ગાજતા યુવકયૂથના સિંહ શા,
ધરા ધમધમાવતા, પ્રબળ પૌરુષે ધીખતા,
મહા જયનિનાદથી,–સબળ સ્રીત્વથી શોભતી ૩
મહા પ્રલય ઝાળ શી અમર યાજ્ઞસેની તણાં
જ્વલન્ત જયગીતથી,–પરમ શૌર્ય ચૈતન્યના
સ્ફુલિંગ સમ બાળના કિલ કિલાટથી, હાસથી,– ૬
અને નયન વિસ્મયે ભરી નિહાળતા વૃદ્ધનાં,
તપી તપ થયેલ જીર્ણ તનનાં મહત્તેજથી,– ૮
જડયાં જીવન સાથ ધામ, ધન, ધોરી, ધીંગી ધરા
તજી સકળ સામટાં, વન વને ભમી આથડી,
અકિંચન થયેલ સૌ હિજરતે ગયેલાં તણી
તપ : સરણિથી—
સચેત બનશે જ શૂન્યે બધું. ૧૨

અને કલહ કારમા, વિષમ સૌ વિસંવાદ આ
શમી જઇ, અનન્ત કો પ્રગટશે જ સંગીત ત્યાં,
અને રસસમાધિ સાધી, થઇ મુગ્ધ આખું જગત્
વિસારી નિજ વૈર, પન્થ પળશે જ બંધુત્વના; ૧૬

તદા કવિતણી નભે રમતી કોમળી કલ્પના,
સદેહ થઈ સુન્દરી, કલહતપ્ત આ વિશ્વને
કરી વશ, પીવાડશે સુખદ શાન્તિ કેરાં અમી,
યદા ઉતરશે અહીં ભરતગોત્ર ભાગીરથી.



# વસન્ત પૂજન

આનન્દો સખિ ! આજે આ આવ્યો પીયૂષવર્ષણ,
ગીતા ભાખ્યો પરબ્રહ્મ પ્રેમનો કુસુમાકર. ૨

ઔદાર્યથી અવનવાં અમી છાંટી છાંટી,
પ્રીતે પ્રફુલ્લ કરતો વિરહી વનશ્રી,
રેલાવતો પ્રણયની રસરેલ વિશ્વે,
આલેખન્તો ગહન લિપિથી અક્ષરો અન્તરિક્ષે. ૬

આલેખ્યા અક્ષરો એના માનવી ચર્મચક્ષુથી,
વાંચવા, પામવા અર્થ અસમર્થ સદા સખી. ૮

મન્દારનાં ઉપવને, કુસુમાસનેથી
વાયુ પ્રિયે ! સુમન સૌરભ પ્રાશી પ્રાશી,
એ ગીત ગાઇ મધુરાં ઋતુ રાજવીનાં,
ફેલાવન્તો દિશદિશ મહીં પ્રેમની પુણ્ય ગીતા. ૧૨

ઉચ્ચારી, અણુઉચ્ચારી ગીતા એ ઋતુરાજની
ઝીલીને બનવું મત્ત, એ પળો ધન્ય ભાગ્યની. ૧૪

ગીતા પવિત્ર ઋતુરાજ તણી સુણો એ,
ને ભાવના ઉર વિશે મધુરી ભરો એ;
મોંઘા અતિ પ્રણયમન્ત્રની બ્રહ્મદીક્ષા,
લેઈ ચાલો પુનિત કરીએ, યજ્ઞ સત્પ્રેમ કેરા. ૧૮

વૃક્ષોનાં પલ્લવો કેરી, બજાવી દિવ્ય ખંજરી,
પ્રકૃતિ રસરાજ્ઞી શી નિહાળો સખી ! નાચતી.

બ્રહ્માંડમાં પ્રસરતો, રમતો, હસન્તો,
આનન્દથી અનુપ એ અવની ભરન્તો,
પુષ્પોમહીં, તરુતણાં નવપલ્લવોમાં,
પેસી નાચે નચવિ મધુરી પ્રકૃતિ એ નવોઢા.

દેવોનો દેવતા એ છે, ઋતુનો ઋતુરાજ એ,
પૃથ્વીનો પરમાનન્દ, અતિથિ અતિ ઉચ્ચ એ.

મોંઘેરો અતિથિ આવ્યો આજે આપણુ આંગણે,
શ્રદ્ધાથી પૂજવા ચાલો અતિથિ દેવને પ્રિયે !



# પ્રાર્થના

ઉતાર અમ જીવને વર વિભૂતિ તારી પ્રભો !
બતાવ અમ પન્થ તું ભમવતા ભવે આત્મને;
અચેતન બન્યા ઉરે, ગરલથી અવિદ્યા તણા,
રગેરગ વિશે વહાવ શિવ આત્મસંજીવની.

સહસ્ર વરસો થયાં વિમલ વિસ્મરી જ્ઞાનને,
પ્રભા રહિત આથડે, ભુલભુલામણીમાં ભમે,
અચેતન બની રમે મમતમાં વળી દ્વૈતમાં,
અને વિસરતો રહે નિધિતરંગ સામુદ્ર એ.

અસીમ અવલોકતાં નયનનૂર ઝાંખાં થયાં,
સદા ધસમસન્ત જોમ જયનાં ય થીજી ગયાં.
ગભીર ગગનાંગણે મદ રમન્ત ગાત્રો ગળ્યાં,
અનલ્પ જગતે ય સ્વલ્પ અમ ચિત્તની ઝંખના.

ત્વદંશ જગદીશ ! આજ નિજ વિસ્મરી સ્વત્વ આ,
રહે સબડતો કુડા કૂપ વિશે જ દાસત્વના,
અવીર્ય અમ **અસ્તિ** રુદ્ર ! તુજ ચંડ તેજે કરી
મિટાવ, બળ આપ કાં વિષમ બન્ધનો ફેડવા.



# ભારતનાં પુણ્યકીર્તને—

પ્રાણ ને પિંડના ભોગે પરાયાં પોષતો ઊભો,
ભારત સ્નેહ ને શ્રદ્ધા તણા દેવ સમો વડો.

×

કૃષ્ણે પાઠો મહામૂલા પાઠવ્યા કર્મયોગના,
રોપ્યાં બુદ્ધે રુડાં બીજો ભારતે વિશ્વપ્રેમનાં.

×

ઊગીને આથમે ભાનુ, ફરીથી ઊગી આથમે,
એ રીતે સ્થિતિનું ચક્ર અવિશ્રાંત ફરી રહે.

થયા પ્રતાપી પુરુષો અનેક,
થઈ પ્રજા, ધર્મ થયા ઘણાક,
અનેક રાજ્યો ઉગી અસ્ત પામ્યાં,
સજીવન રહ્યાં બીજો એકલા કર્મયોગનાં.

આ ભારતી વિજયનો મણિ ગૂંથવાને,
રત્ને જડ્યા નિજ સુકીર્તિતણા કિરીટે,
હોંશે ભર્યો, વિજયના મદથી ભરેલો
આવ્યો સિકંદર અહીં યવનેન્દ્ર પેલો.

પણ પોરસપૌરુષ્યે, વિદ્યાની વનરાઈએ,
વિજેતાનું ય હૈયું એ ભાવભેર નમી પડે.

અખૂટ આ ભારતલક્ષ્મીમોહ્યાં,
યૂથો ધસ્યાં હૂણ અને શકોનાં,
પઠાણના, પાવકઝાળ જેવા,
અસહ્ય વંટોળ ચડ્યા ઘણેરા.

અને ત્યાં ગિઝની, ઘોરી, ગુલામો ખીલજી વળી,
તઘલખો, સૈયદો, લોદી કેરી રેલ ફરી વળી.

તેજેભર્યા મોગલવંશ કેરા
રાજર્ષિઓનાં ઋતુચક્ર ઘૂમ્યાં;
ને ઊતર્યાં ભૂષકવૃત્તિ વાળાં
પાશ્ચાત્યનાં કૈતવપૂર્ણ યૂથો.

છતાં ફૂલ્યાં અને ફાલ્યાં ખીલ્યે એ વિશ્વપ્રેમનાં,
કાલગંગા તટે ઊભાં ગાઢ કૈં છાય આપતાં.

વિરાટ એ વૃક્ષ તળે ઘણેરા,
વિશ્રાન્તિ લેવા નવખંડ ખંડના,
મનુષ્ય આવ્યા નિધિ ડ્હોળી ભારતે,
પોષ્યાં તેને મધુર ફળથી સ્નેહભીનાં સુરાષ્ટ્રે.

પોષ્યાં પરાયાં, સ્વજનો વિસારી,
અંગાંગનાં હીર દીધાં ઉતારી;
અજ્ઞાન દીસ્યો જગસ્વાર્થદૃષ્ટિએ,
પામ્યાં'તાં તે વિસરી અધુના હાસ ખીજાં કરે છે.

## ભારતનાં પુણ્યકીર્તને-

પ્રાતઃકાળે ઉદયગિરિનાં શૃંગ સોનેરી ચીરી,
ભર્ગે ભૂમિ સભર ભરતો ભાનુ યે અસ્ત પામી,
અમ્ભોધિનાં અમિત જળમાં સ્નાનકાજે પ્રવેશે,
ઉપહાસ કરે ત્યારે તિમિરે તમરાં ખરે !

આર્યની કુલવેલીએ મ્હોરેલી માતૃમંજરી
ક્યાં છે સીતા સતી? ક્યાં છે યાજ્ઞસેની, અરુન્ધતી?

પતિવ્રતા પુણ્યવતી અનેક,
વીરાંગનાઓ જગમાં અજોડ;
શ્રદ્ધાપ્રતિમા સમ આર્યનારી

પૃથ્વીને પાટલે બીજે શોધતાં મળશે ક્યહીં ?
ક્યાં છે રામ અને કૃષ્ણ ? ક્યાં મહાવીર, ગૌતમ ?
કર્ણ ક્યાં? સવ્યસાચી ક્યાં? ક્યાંછે ભાર્ગવભવ્યતા?

અનાદિ વેદો, ઇતિહાસ વૃદ્ધ
ગીતા તણાં ગૌરવપૂર્ણ તત્ત્વો,
ને “જ્ઞાનરત્નો ઉપનિષદો ”નું

પ્રભવસ્થાન છે એક ભારત, કોઈ ના બીજું.
અમ્ભોધિ મૌક્તિકો અર્પે, બજાવે નિત્ય ઝાંઝરી,
પ્રક્ષાલી ચરણો જેનાં ભક્તિભાવે ચૂમે ધૂલિ.

જ્યાં શૈલના કણવિશે પરમાણુમાં યે
સિદ્ધાન્ત સ્વાર્પણતણા કવિઓ ઉકેલે,

ને શૌર્ય, સત્ય, બલિદાનની કીર્તિગાથા
પર્વતો, પથ્થરો, વૃક્ષો નિઃશબ્દ લલકારતા. ૫૮

પ્રતાપો, શિવરાજોના દયાનન્દો તણા ખરા,
પિતા શો પૃથ્વીમાં ઊભો એક ભારતવર્ષ આ. ૬૦

જ્યાં રાજતો સુયશ પુંજસમો હિમાદ્રિ,
નૈસર્ગ કે વિજય શો ઉજળો મહર્ષિ,
જ્યાં પુણ્યદા પતિતપાવન જાહ્નવી છે,
ત્યાં ઋતુ રઢીયાળી ને રત્નગર્ભ વસુંધરા. ૬૪

પુણ્યમૂર્તિ સમો નિત્ય, સર્વશ્રેષ્ઠ ભૂમંડળે,
બુદ્ધ ને કૃષ્ણનો તાત પ્રેમયોગી પવિત્ર છે. ૬૬

પ્રેમે જેણે જગતભરમાં એક ને અદ્વિતીય,
ગાંધી જેવા પુરુષવરની વિશ્વને ભેટ આપી,
ને આતિથ્યે અડગ, ઉજળો એક જે નિત્ય ઊભો.
તે શ્રેષ્ઠ છે અવનિમાં પરમાર્થ શૂરો. ૭૦

કાલિદાસ, જગન્નાથ, ભવભૂતિ સમા કવિ,
સમર્પી વિશ્વને આપે રવીન્દ્રાદિ હજીસુધી. ૭૨

તત્વજ્ઞાને જગતભરનો સદ્‌ગુરુ જે બન્યો, ને
રત્નો આપી બહુવિધ ભરે વિશ્વસાહિત્યકોષ,
લક્ષ્મી આપી અઢળક હજી પોષતો જે પરાયાં,
દેશોના દેવ શા દિવ્ય હિન્દનાં ગુણગાન શાં? ૭૬

## ભારતનાં પુણ્યકીર્તને-

ઉષા મિત્રો સમાં દિવ્ય માનવી જાતજાતનાં,
પૂર્વનાં વ્યોમ શાં હિન્દે હસે, ખેલે, લસે સદા; ૭૮

વ્યોમનાં બાળ શાં અભ્રો વ્યોમે જૂદાં પડે, મળે,
છતાં યે પૃથ્વીનું છત્ર એક વ્યોમ જ છે ખરે. ૮૦

ભારત સ્નેહથી શુદ્ધ, આદિથી જ અજોડ છે,
છો ને એ ભાવ ને શ્રદ્ધા, અજ્ઞો અજ્ઞાનનાં કહે. ૮૨

શ્રદ્ધા ને ભાવનાઓ એ, મન્ત્રો એ પ્રેમયોગનાં,
અનોખા તુજ એ તાત ચિરંજીવ રહો સદા. ૮૪



# અર્ઘ્ય

આર્યની કુલવેલીએ મ્હોરેલી માતૃમંજરી,
**नमस्तेऽस्तु** મહાદેવી ત્યાગમૂર્તિ તપસ્વિની. ૨

નિન્દી તને અવગણી, દિલ દૂભવ્યું ને
માની તને પશુસમી અમ મૂઢ ચિત્તે;
પ્રીછ્યો ન એ પરમ વૈભવ ત્વત્કલાનો,
પીધી ન ત્વચ્ચરિતથી કંઇ પ્રેરણાઓ. ૬

ભેદી અન્તર્જલો થાવા બહિર્મુખ મથન્તી એ,
અમારી કવિતા કાજે પરાયાં પાત્ર શોધિયાં. ૮

ને વિસ્મર્યાં સદનની શુભ લક્ષણાને
મીઠાં સ્મિતે મરકતી કુલકોમળીને,
તારાં સુહાગભર નિત્યતણાં સ્મિતોને,
માન્યાં અમે હૃદયની બળહીનતાનાં. ૧૨

વગોવી વિશ્વમાં તેથી કહીને “ અબલા ” તને,
ધાત્રીને ધરણી ચાંપી, દેવી ! દુર્બુદ્ધિએ અમે. ૧૪

કાઠિન્ય કાયા કરમાવનારું,
વીરત્વનું ચિહ્ન અમે પ્રમાણ્યું;
હસન્મુખે ઝીલણ મર્મભેદી
ઘાવો તણું શૌર્ય અમે વિસાર્યું. ૧૮

અમારા દિવ્ય આદર્શો, દુર્ગા, ચંડી, ઉમા, સતી,
અમારા ઇતિહાસોની સીતા ને ઊર્મિલા વળી;

ક્ષાત્રતેજભરી શૂરી ભાર્યા એ ભીમસેનની,
લક્ષ્મી, તારા, અહલ્યાને કવિતા શી અમે ગણી.

પ્રશંસતાં ભૂત જ કાળને અમે
ભૂલી ગયા ઉજ્જ્વળ વર્તમાનને;
અને ઉવેખી તુજ આત્મની કલા,
સુમંગલા ને પરદોાલ્લલી, હલા !

પીયેરે ઊડતી જાણે નિર્ભ્રાન્ત વનપંખિણી,
સાસરે સરતી જાણે ગરવી કલહંસિણી.

અરે ! બધું આ પળ એકમાં બને,
નવા સમુદ્રે પળ એકમાં ભળે;
પીયેરની જાજરમાન " બ્હેની "
મટી, ક્ષણે તું ગૃહિણી બની જતી.

મીઠાં લાડ અને માતાતણી સ્નેહાળ સ્હોડને,
છોડીને, પળમાં જૂદા જગતે જઇ તું વસે.

સંજીવિની માડીતણા વિયોગનાં,
ઊઠે ઉરે સંસ્મરણો વલોવતાં,
ઉરે જ દાબી સહુ તે, સ્મિતેભરી,
શી સાસરે તું 'સ્વ–જનો' કરી રહી!

અનોખી અહ શી તારી પરિવર્તનની કલા!
ત્યાગ શો ભવ્ય એ તારો! શી એ દિવ્ય સહિષ્ણુતા! ૪૦

પીધાં હશે જગતનાં ગરલો અમે યે,
ઝીલ્યાં હશે જગતચક્ર કંઇ અમે યે;
નિર્વેદ અન્તર વિશે, સ્મિત તો ય આસ્યે,
તારી સમાન અમ પાસ નથી લગીરે. ૪૪

સંન્યાસિની તું સંસારે, સ્વભાવે સુકુમાર તું,
સહિષ્ણુ થઇને ધારે પ્રસંગે હૈયું વજ્રનું. ૪૬

એ વજ્ર ને કુસુમ શા ઉરથી અખંડ,
ધારા વહે પતિતપાવન શી ક્ષમાની?
એ પ્રેરતી પુરુષને પુરુષાર્થ કાજે,
ને સીંચતી સુખસુધા વિષપૂર્ણ વિશ્વે. ૫૦

અને અંતિમ યજ્ઞે આ અમારા રાષ્ટ્રમોક્ષના,
અમ સાથ રહી પ્રેરે અમને રણવાટમાં. ૫૨

હૈયે સુકોમલ સદા અમને હુલાવે,
માતા બની પ્રણયથી અમ પિંડ પોષે;
તું તેજ હા! હૃદય વજ્રતણું કરીને,
આજે રમે રણવિષે રણશૂર રંગે. ૫૬

કલ્યાણી! અમથી તારા અદકા ભવ્ય ભોગ છે;
તુજ શૌર્ય નિહાળીને ભરાયે ચિત્ત વિસ્મયે. ૫૮

તુજ આત્મતણાં ઊંડાં જળને નિરખ્યા વિના,
ઉવેખી અવમાની તે ભદ્રે ! તું કરજે ક્ષમાં. ૬૦

અને પુરુષ પ્રાણોની મીઠી પરમ પ્રેરણાં !
સ્વીકારી લે અમારા આ અર્ધ્ય કોમળ કાવ્યના. ૬૨



# —ને

છ ગરીબને સદન આજ સૌન્દર્યની,
મૃદુતાતણી, રસની રાજરાજેશ્વરી,
હૃદય હર્ષથી, નયન અશ્રુથી, કંઠ આ
વિવશ બાષ્પથી, તન થયું જ રોમાંચિત.

ગરીબ ક્યહીં હું ? અને ક્યહીં જ શ્રીમતી તું સમી ?
કુટીર ક્યહીં માહરું ? તુજ સમૃદ્ધ પ્રાસાદ ક્યાં ?
ઝરે તુજ પદે પદે મૃદુલ કંકુ સૌભાગ્યનાં,
ચુમી ચરણ એ થવા સફળ કૈંકની ઝંખના !

છ ખરે શું તે તું સ્વયમેવ આ ઝૂંપડે ?
સ્વપન, ભ્રાન્તિ, વા તુજ સ્વભાવચાપલ્ય એ ?
નહિ કશું, પરન્તુ મુજ ભાગ્ય આ ઊઘડ્યાં,
સફળ જન્મ ને સફળ આજ મારી ક્રિયા !

અહો ! તુજ વધામણે પ્રકૃતિ આજ શી શોભતી ?
ઝુમી કુસુમનાં રહ્યાં વિવિધ આજ શાં ઝૂમખાં ?
ધસું ઝટ હું બ્હાવરો ઉપવને ફુલો વીણવા,
અને કુસુમગ્રન્થિથી ચરણ તાહરા પૂજવા.

લઉં ? ના કપોલ તુજ રમ્ય એથી ઘણા !
? નહિ એથી ઝાઝી સુકુમાર તારી ભુજા !

લઈશ શું ખટમોગરો ? નહિ જ; ચંપકો ? ના, નહીં;
શિરીષ ? નહિ; માલતી ? નહિ જ; માળ મન્દારની ?

ખસો, કુસુમ શી વિધે કુસુમ સત્ત્વ શીને ઉરે
વસે ? ઇતરને ભલે કુસુમ સર્વ એ રીઝવે;
હું તો મુજ અધૂકડા, ખટમીઠા જ શબ્દો ગૂંથી,
પદે તુજ મહેશ્વરી ! હૃદય ભાવભીને ધરી,
કૃતાર્થ મુજને ગણીશ, સુરસંઘ શું સ્પર્ધતો.

કૃતાર્થ નહિ કેમ હું કવિ અને કલાકારથી ?
હું તો અનુભવીશ આજ સહુ તેમની કલ્પના !
કળા કવનની અને પરમ સત્ત્વ તું શિલ્પનું
સદેહ મુજ શૂન્ય આ સદન આજ ઊજાળશે !

નમી રવિ ગયો ? અરે, અઅધડી જ તું આવશે,
સમુજ્જ્વલ સ્મિતે સજીવ કરતી જ સંસારને;
ઘડી અધઘડી મહીં રમઝટો મહીં રાસની,
વિલીન બનશે કઠોર જગના ય કોલાહલો.

લપાઇ ગઇ ક્યારની સ્મિત ભરેલ એ સન્ધિકા
ગુલાબ તણી ગોદમાં, તુજ પથે રચે સ્વસ્તિકો
શશી મૃદુલ રંગથી સુભગ ચન્દ્રિકાના, અને
ચડી ગગનગોખમાં યુગલ તારલાનું પ્હણે,
હસન્મુખ નિહાળતું પથ લળીલળી ક્યારનું.

જરી ખડખડાટ થાય મુજ દ્વારની પાસ ને
સુણું પદરવો, વળી ઝમકતી ઝીણી ઝાંઝરી,
અને હરખભેર ક્ષુબ્ધ પદ તાહરે લોટવા
ધસું, પણ ન કેમ હું નિરખું નેત્રનિર્વાણને ! ૪૨

છળે નયન ? કે હશે શ્રવણભ્રાન્તિ આ શું બધી ?
હશે શું અથવા વિચિત્ર સહુ વાયુની વંચના ?
ગઈ વિરમી સન્ધિકા, બહિરુપાધિ સર્વે શમી,
ઉગી રજની ક્યારની, પણ ન જાણું શેણે હજી
ઉગી ન મુજ મન્દિરે તુજ પ્રસાદની પૂર્ણિમા. ૪૭



# સ્મરે છ ?

સ્મરે છ કુસુમાકરે પરણ–પુષ્પથી ઝૂકતી,
સજી સુભગ વેશ, મુગ્ધ નિજ કંઠથી ગદ્ગદે,
મહી રસસમાધિમાં થઇ વિલીન તે દી હતી ?

સ્મરે છ મલયાનિલે, મલપતે પધારી પદે,
ચુમી ચશચશી કુંળી લલિત કૂંપળો તે ઘડી,
નવી, મઘમઘી રહી, મધુર મંજરીના મદે—

પ્રમત્ત નર કોકિલે રસનિ રેલ જેવી વડી
વહાવી ટુહુધાર તે પ્રસરિ મૌનપાંખે રહી,
અને જડ સજીવની વિવશ ત્યાં બની ખેલડી ?

સ્મરે છ તવ મત્ત હું ય વદનાબ્જ તારું ગ્રહી,
વધ્યો તરસ તોષવા, પણ નિષેધથી રોકતાં,
સરી સ્વપન શી ગઇ, મૃદુ નકાર નેત્રે કહી ?

પછી દિવસ, વર્ષ જાય વહિ વાટડી ન્હાળતાં,
ન જાણું ક્યમ પાળવા વચન ના પધારે છતાં.



# વધ્યો પ્રણય હોત !

વધ્યો પ્રણય હોત જો પરમ કાવ્ય શો આપણો!
હતો પ્રણય માત્ર વા? અધિક કૈંક એમાં હતું?
નિરંતર નિગૂઢ ને નિરવ એ મનોનૃત્યને
કહે પ્રણય, વા લહે ઇતર કૈંક નામે સખી!

થયો ન અભિષિક્ત એ નયનનાં નિવાપે કદી,
પ્રતીતિ નહિ ચુંબનાંકન તણી ય એણે ચહી;
ઉદાત્ત રસ એહનો અવતર્યો નહીં આપણા
લુખા, લથડતા સખી! અધુકડા જ ઉચ્ચારમાં.

હતો પ્રણય તો ય એ; પ્રણય સત્ય સંશુદ્ધ એ;
—અગોચર મનુષ્યના સકલ બુદ્ધિવ્યાપારને;
મળ્યાં પ્રથમ: ને ગયાં પ્રણય માંહિ અન્યોન્યનાં
ગળી જ ઉર આપણાં; સકળ સખ્ય ભાવસ્થિર
પરસ્પર પ્રભા મહીં નયન કેરી ત્યાં પારખ્યાં
ભવેભવ તણાં, લહ્યું, ભ્રમણ આપણાં આથમ્યાં.

થયો પ્રગટ પૂર્ણ એ નયનહાસ પ્રત્યેકમાં,
ઉરે ઉર તણા અખંડ વિલસ્યો ય સંગ્રન્થને;
ભરી નયન ત્યારથી નિરખતો રહ્યો તાહરાં
થતાં સ્ફુટિત રૂપ ગન્ધ રસ પૂર્ણ માધુર્યને.

પછી નિરખી મેં તદા ક્ષણુક તાહરી વેલડી,
વ્હીલાતી વણુકલ્પિયા પ્રખર ઘોમ મધ્યાહ્નમાં;
અરે કરુણ દૃશ્ય એ ! તરફડાટ રે તાહરો !
અરે મનુજ–શક્તિ–સીમ ! વિધિવજ્ર રે કારમાં !

ઘડીક નયનો મળ્યાં : નિમિષમાં જ છૂટાં પડયાં,
ન તો ય ઉર નાચ્યું શું વિરલ દર્શને તાહરાં ?
થયાં નહિ શું નેત્રનાં કિરણ એક ત્વલ્લીન આ ?
અને થઇ શું તું ય ના સકળ ચેતને મન્મય ?

વધ્યો પ્રણય હોત આ ? પ્રણય હોત આ પાંગર્યો !
વિલુપ્ત સહુ બન્ધનો વિષમ આ થયાં હોત, ને
સરેલ સખિ ! હોત જો સુલભ સીમ શારીર આ,
નઠોર વિધિ હોત જો નહિ નડયો, અને આપણાં...

અને સુભગ સન્ધિકા સ્મિતસુહાગ રેલી રહે,
સુકોમળ સમીરના સુખદ સ્પર્શથી નાચતી
લટે, બટુક ભ્રમરપદે, સ્વપનની જ સૃષ્ટિ રચે;
સુરમ્ય રઘુ, મેઘ કે તપવિજીત લાવણ્યની
અનન્ય રસમૂર્તિ એ મુજ કરે અને સ્કન્ધપે
ઢળન્ત તુજ દેહની કનકવેલ આંખે રમે.

અહો ! સુલભ સિદ્ધિ શી સ્વપન સૌમ્ય કેરી હતી ?
વધ્યો પ્રણય હોત ને સદય હોત કૈં યે વિધિ !

વધ્યો ન કદિ એ; અને સ્વપન ઊગતાં આથમ્યાં;
ઝુરી તહીં રહે તું; ને મુજ અધીર નિઃશ્વાસ આ!

ખરું; પ્રણય ના વધ્યો; કદિય પૂર્ણ એ ના થયો;
પરંતુ અતિતૃપ્તિની નહિ વિરક્તિ એણે લહી;
પ્રફુલ્લી નહિ પૂર્ણિમા; પણ અમાસ ઊગી નહીં;
વસન્ત વિકસ્યો નહીં; પણ ન શૈત્ય યે સૂસવ્યું!

ખરું નહિ શું તે ય તે? ક્યમ પછી સખી! લોપવાં
અપૂર્ણ પણ આપણા પ્રભવ પૂર્ણ આનન્દનાં,
સનાતન સુભવ્ય એ સ્વપન, જ્યાં રમીને ઘડી,
રહે હૃદય વિસ્મરી, ભયભરંત વસ્તુસ્થિતિ;
સજીવન થતી જહીં પુનિત આશની વલ્લરી,
અને મૃદુલ કાવ્ય દે કઠિન ચિત્ત મારું ભરી?

સનાતન રમી રહો સ્વપન કોમળાં આ ઉરે;
નિસાસ તણી હૂંફ શું નહિ જ ચુમ્બનોથી ચ્હડે?



# સ્મરણ

અનન્ત અવકાશમાં પ્રબળ પાંખ વીંઝી, જતો
ઉડી ગહન કાલ મૂક, પદરેખ પાડયા વિના;
ક્ષણો દિવસમાં ભળે : દિવસ લીન વર્ષે થતા,
અને વરસ વેગથી અતળ ભૂતકાળે ધસી
ધરે છ સ્મૃતિહીનતા : યુગ ગયો જ જાણે ફરી !

ગઈ નયનની પ્રમત્ત દ્યુતિ આજ સૌ આથમી,
ન જોબન તણો રહ્યો તનમનાટ અંગે જરી;
ગયો મદ ગળી : અને નિરખ, ઘોર કાલે અહીં
કપોલ પર કોતરી કરચલી, હર્યું હીર, ને
સુરમ્ય મુજ સ્વપ્ન સૌ ભસમસાત દીધાં કરી.

ગયો યુગ ફરી ! ખરે ! પ્રિતમ, મારું આ માળખું
ફરી જ ગયું એવું કે, હૃદયને વલોવે યદા
સુખસ્મરણ પૂર્વનાં, વિલપી હું ય ઊઠું ઘડી :

" ન હોય મુજદેહ આ : ક્યહિં જ પેલું માધુર્ય જ્યાં,
બની વિવશ, કાન્તનાં નયન લોભ થંભી જતાં ?
ક્યહીં છ સુકુમાર એ સુરખિ અંગ સૌન્દર્યની ?
ક્યહીં જ સ્મિતની છટા ? ક્યહીં વસન્તની માધવી ?"

## રૂસદાલ

ગયો યુગ ફરી ! બધી સરળતા, બધી મુગ્ધતા,
બધો તનમનાટ, પ્રાણ, પમરાટ, સ્વત્વે બધું;
રહ્યો ભરખતો મહા યમ, નિગૂઢ વાર્ધક્યમાં
રહી જ કથળાવતો, કનક કાયની કામના. ૨૧

પ્રયાણ સમયે, યુવાન તમ ભવ્ય વક્ષસ્થલે,
સમાવી મુજ મુગ્ધતા મૃદુલ, નેત્રનાં માહરાં
ચુમી તરલ અશ્રુને, મુજ ઉરે તમે જે જડી
છવિ સ્મિત સુરેખની, નયન અશ્રુની, તે હજી
પ્રતિક્ષણ તરી રહે નયનની સમીપે, અને
સુણી બધિર આ રહે શ્રવણ ગાઢ સીત્કારને. ૨૭

ઘડીક તન માહરે ગલિત રોમ સૌ પાંગરે,
અને હૃદય ભાર સૌ વરસનો ઘડી વિસ્મરે;
ઘડી સ્મરણ જાહ્નવી તટ પરે બની મુગ્ધ હું,
યુવાન અભિલાષની અમૃતધાર ઝીલી રહું. ૩૧

પરંતુ સહુ એ ઘડી જ: પળમાં જ વસ્તુસ્થિતિ
રહે કચકચાવતી દશન: નેત્રથી ડારતી;
ફરી કુસુમ ચિત્તનું તરફડી જ બ્હીલાય ને
ફરી તિમિર ઊલટે વિરહજન્ય નૈરાશ્યનાં. ૩૫

ફરી નિરખવાં રહે નયન વૃદ્ધને નિત્યનાં,
વિરક્તિમય વિશ્વ ને સદન શુષ્ક, શય્યા સુની,

ફરી તરફડાટ ને શરણહીનતા એ ફરી
રહે વિષમ વેઠવી; વિલપવું સદાનું ફરી. ૩૯

અરે ! સ્મરણસૌખ્યની ક્ષણિકતા ક્યહીં ? ને ક્યહીં
ચિરંતન વ્યથાતણી પ્રબળતા પ્રતીકારની ?
ક્યહીં મૃદુલ માનવી હૃદય ? યાતના ઘોર ક્યાં ?
ક્યહીં કુસુમની કળી ? અશનિપાત કંકાળ ક્યાં ? ૪૩

ચ્હે, નવ ચ્હે છતાં સ્મરણ ઊઠતાં, ને સ્વયં
ઘડીક મહીં વાસ્તવે સકળ એ વિહલાઈ જતાં:
પરંતુ ક્ષણ જીવને, અસર શી ચિરંજીવ એ
ફરી અબળ ચિત્તની સકળ વૃત્તિ ડ્હોળી દિયે ?
સહસ્ર સ્મરણો તદા, અછતથી જ દેખાય તે
સ્ફુરી શતસહસ્રધા, હૃદયની વધારે વ્યથા;
અને અખિલ જીવને વિરસતા વહાવી રહે. ૫૦

સહી ક્યમ શકાય એ ? વિલપવું અને ઝૂરવું,
ફરી વિલપવું અને જગદરણ્યને પૂરવું,
સહે હૃદય કેમ જ્યાં વ્રણ અરૂઝની વેદના
મટે નહિ. ટળે ય ના ? ક્યમ કરી સહ્યું જાય આ ? ૫૪

ન આ સ્મૃતિથકી ચ્હડે હૃદયજાડ્ય કો મૃત્યુ શું
જહીં વિરમવું રહે મનુજનેણને " આ જ "માં
ન ભૂત અવલોકવો : નહિ જ ભાવિને ભેદવું
નહિ સ્મરણ, કલ્પના : નહિ જ રક્તિ કે ઝંખના

ન જ્યાં તિમિર કોટિધા, ક્ષણિક તેજરેખા વડે
વધી, ગલિત નેણને વધુ કદી ય રૂંધી રહે;
ન જ્યાં વિહગવૃન્દના કિલકિલાટમાં, કારમી
ભળી મનુજચીસ, ગીત જગનું બસૂરું કરે;
અને જગત ચિત્રને રુદન જ્યાં ન ભૂંસી દિયે?

અરે ! સ્મરણથી વહે ઝરણ માનવી દુઃખનાં;
વસે વિસ્મૃતિ એકમાં સુખની સત્ય સંજીવિની.

છતાં ય, કયમ ચિત્ત આ સ્મરણને જ ઝંખે, અને
ન જાણું કયહિં યે વિચારસરણી સરી આ પડે?
પ્રતિક્ષણ થતી રહે અધિક તીવ્ર એ ઝંખના,
નિરાશ્રિત તહીં ધસે, શરણ શોધવા ચિત્ત આ;
અને પ્રતિપળે ચહે સુભગ એ જ સંજીવની!

અને, ખરું કહું ? કહું ઉરની એકલી ઝંખના?
સુખસ્મરણ કાવ્ય શા મિલન અન્ત્યનું આપણા,
રમી મુજ ઉરે રહે, પ્રિતમ ! અન્તકાલે અને
સ્ફુરેલ સ્મિતરેખ આ દશનહીન ઓષ્ઠો પરે,
સનાતન લસી રહે મરણ કેરી મુદ્રા ધરી.



# ભલે ને ના ચાહે—

ભલે ને ના ચાહે, તુજ ઉર ભલે ને નવ વસે
અધીરા હૈયાનો પ્રણય મુજ હાવાં. દયિત ! ને
ભલે મારી સાથે હૃદય નહિ તારું ય ધબકે,
અને તારાં નેણે, નયન મુજ છો ને ન ચમકે. ૪

ભલે ને ના ચાહે, તુજ ઉર થકી છો સહુ ખસે,
પુરાણાં એ તારાં પ્રણય વચનોની વિકળતા;
ભલે ને વિસ્રમ્ભો વિવિધ, કલહો, ગાઢ મિલનો
તણી ઝાંખી થાતી છવિ સુખદ તારા સ્મૃતિ પટે. ૮

ભલે ને ના ચાહે, હૃદયભર ચાહીશ તદપિ,
અને સંચી રાખી સ્મરણ તણી સંજીવનસુધા,
સદા રાખી મારું હૃદય ધબકન્તું પ્રણયમાં,
મિલાવી આનન્ત્યે દઇશ ક્ષણ જીવિત મુજ આ. ૧૨

અને ત્યારે યે એ અનવરત એવું ધબકશે,
ભરી કે દેશે એ હૃદય કદિ તારું <u>પ્રતિરવે.</u> ૧૪



# નમ્ર નયનને

અનાદિ કંઇ કાલથી અજબ એકની એક આ
પ્રણાલિ રસહીન, તાલ વળી સૂરથી વેગળી,
વહે કપટ, ક્લેશ, દંભ, ભય, સ્વાર્થ, અન્યાયનાં
વહી ગરલ વેગથી, ઉછળતી જ ફુત્કારતી. ૪

અહો વિષમ એ સરિત્! જન ડુબ્યા, ઘણા યે ડુબે,
અને જગત આંસુનાં અમૃતથી બની પુષ્ટ એ,
અધોગતિની ખીણમાં ઝડપથી જ કેવી ધસે! ૭

છતાં ય કવિકંઠથી કવન કમ્ર શેણે ઝરે?
છતાં ય નિતનાં નવાં પ્રકૃતિ રૂપ શેણે ધરે?
છતાં ય મધુ ગુંજને મધુકરો ભરેલા મદે,
પ્રફુલ્લ નવ પદ્મને અનુનયે રીઝાવે છ શે? ૧૧

છતાં ય,—પણ, હાં લહ્યું! નયન નમ્ર એ નેહનાં!
તમે જગત રેલતાં શતસહસ્ર ધારે અમી,
અને તહીંથી વિસ્તરે સકળ ચેતના જીવની. ૧૪



# સ્પન્દનો

નથી જડ નઠોર હું, નથિ જ બ્હેનડી તું છળી,
ભરી સ્મિતભરેલ આ નયન આંસુડે શે રહી?
નથી જ વરસી જળે જલધિનાં જ ખારાં રહી
રસામૃત થકી ભરી સભર તાહરી વાદળી.

અપાત્ર ઉર પ્રેમનો તુજ પ્રસાદ પામ્યું નથી,
નથી જ તુજ પશ્નિની કઠણ ભોમમાં જૈ પડી,
ન મારિ ઉરવૃત્તિઓ કઠિન કૈતવેથી ઘડી,
નિહાળ મુજ હૈયું બ્હેન! તુજ કાન્ત એ નેનથી.

બળેલ જગતાપથી વિધુર ચિત્ત નીચે તહીં,
ઝમી નિરખને રહ્યાં વિશદ આત્મકેરાં અમી;
નિહાળ! તહીં ઊર્મિઓ ય ઉછળે છ તારા સમી,
મનોરથ તણી નિહાળ નલિની ય તેની મહીં.

મથું ચહુ દિશે અમી ભગિનિ! એહ રેલાવવા,
મથું જગત મીઠડી મધુરપેથી મ્હેકાવવા.

*

પરંતુ કયમ માહરા અફળ યત્ન સૌ એ થતા?
વિયુક્ત દિન રાત્રિને કુદરતે સદા શે કર્યાં?

ઉરે ઉર તણા અખંડ સહચાર કોણે હર્યા?
વિલાપજળ વિશ્વમાં ક્યમ સદૈવ વાધ્યે જતાં?

કદા કડડ તૂટશે વિષમ બન્ધનો બ્હેન! આ?
કદા હૃદય જંપશે ઉરશું અન્ય વિશ્રબ્ધ થૈ?
અને ધસમસી, કદા હૃદયવ્હેણ, એકાગ્ર થૈ
અભિન્ન ધસશે વિશુદ્ધ પ્રણયાબ્ધિ પન્થે મહા?

ન જાણું દિનરાત્રિનું મિલન ભવ્ય થાશે કદા?
પરંતુ લહું એટલું તપનતેજમાં જ્યાહરે
મળી મૃદુલતા જતાં, વિમળ શાન્તિકેરા કરે,
તપોમય, સરાગ, દિવ્ય, શુભ ઊગશે સન્ધિકા.

તદા દિવસ જંપશે સુભગ રાત્રિખોળે અને
વિરાટ ઉર ગુંજશે નિજ સનાતન સ્પન્દને.

# મનોરથ

મનોરથ શમ્યા સખે! મનમહીં જ સૌ આપણા,
અમી ઉભરતી ગઈ સકળ કલ્પનાઓ શમી;
અને નયન રૂંધતી, દુસહ દાહથી બાળતી,
પડી નયન પાસ આ ભયભરન્ત વસ્તુસ્થિતિ.

મનોરથ શમ્યા સખે! મૃદુ સમીરના સ્પર્શના
રીઝી અનુનયે, સ્મિતે સલિલસેજમાં લોટતા,
પ્રફુલ્લ નવપદ્મના પમરતા પરાગે ભર્યા,
પ્રમત્ત મધુથી થયેલ અલિ કેરી વીણા વડે
રણત્ઝણણતાં સુશીતલ સરો હિમાદ્રિ તણાં,
થયાં સકળ સ્વપ્ન શાં કૃપણ કાલ કેરા કરે.

મનોરથ શમ્યા સખે! અચલ એક શ્રદ્ધા તણા
પ્રતીક સમ દીપની ઝળકતી ધરી મેખલા,
ક્યહીં વન વિશાળ ને ક્યહીં ગુલાબની ગોદમાં,
પ્રચંડ પ્રતિઘોષથી ક્યહીંક ગર્જતા ગહ્વરે,
ગતિ પ્રબળથી જતી જનની જાહ્નવીના જળે,
સખે! અમર કોડનો નયનથી ય આજે સર્યા.

સુભવ્ય ઇતિહાસના અમર ગન્ધથી મ્હેકતાં,
પુરાતન પુરે જઈ, સુભગ કોઇ ખંડેરમાં

વિસારી સહુ વર્તમાન, નવ કલ્પનાપાંખથી,
વિછોડી સહુ બન્ધનો વિષમ મર્ત્યની ભોમનાં,
સ્વતંત્ર, અતિ શુદ્ધ, બુદ્ધ, ભયમુક્ત આત્માવડે,
ભરી નયન ન્હાળવો, પરમ રુદ્ધિથી રાજતો,
અને કવન કૂજતો, સમય ગુપ્તના વંશનો;
રહી મનમહીં જ એ મન તણી બધી ઝંખના. ૨૪

મનોરથ શમ્યા સખે! સ્મરણ માત્ર તેનાં રહ્યાં,
અને વિષમ વર્તમાન, ભયપૂર્ણ ભાળી અહીં,
પડ્યાં નયનની સમીપ, સહુ આશને રૂંધતાં. ૨૭

વિહ્લાઇ કવિતા તણી અમર વેલડી, ઓસરી
ગયાં ગહન સ્વાદુ શુદ્ધ નવ કલ્પનાનાં અમી,
સરી સહુ ગયાં સખે! સ્વપ્ન સ્નેહસોહામણાં,
બની બધિર ઇન્દ્રિયો; નયન તેજ યે આથમ્યાં. ૩૧

કરે ખડખડાટ હાસ ભયની જ ભૂતાવળો;
ડરું; થરથરું સખે! વિષમ મોહ ઘેરી વળે,
દુખે વિધુર આત્મ આ તિમિરના ઉંડેરા તળે. ૩૪

અસીમભર ઊડતી, નિતનવીન આશા તણી
કપાઇ અર્ધ પાંખ, ને હૃદયભગ્ન નૈરાશ્યની
કરાલ અતિ દાઢમાં શરણહીન ઝૂરી મરે. ૩૭

અખંડ સહચારના સહુ મનોરથો આપણા
મહાનલ વિશે ગળ્યા ભયદ જીવિકાભેદના;
પડ્યો તું તહીં, હું અહીં તરફડું છ, વચ્ચે ઊભો
મહાબ્ધિ રવ ઘર્ઘરે ઘુઘવતો જ વિશ્લેષનો. ૪૧

મથું શ્રમિત તેજહીન મુજ દૃષ્ટિને નાખવા
તહીં જલધિપાર, દૂર, અતિદૂર આકાશમાં. ૪૩

અને ભ્રમિત માહરે હૃદય ઊતરે ત્યાં જ એ
સુહાગ સ્મિતના સખે! નયન તેજ નર્મે ભર્યાં;
અને પરિચયી વળી પ્રણય કેરી ઊંડી પ્રભા,
યુવાન દિલના બધા તનમનાટનું કાવ્ય, ને
સુડોળ, ઘનશામળા તુજ શરીર કેરી છટા. ૪૮

મથું, પણ ઘડીકમાં હૃદય શીર્ણથી એ સરે,
અને તિમિર મોહનાં વિષભર્યાં ફરી આવરે;
ફરી હૃદય ભેદીને સ્વર વહી જતા માહરા,
વ્યથાનિતરતા મહા મરણગીત શા હંસના. ૫૨

હશે જગશરીર શું તલવિહીન દંભે ઘડ્યું?
હશે સભર સૃષ્ટિમાં અછત એક સંતોષની? ૫૪

મહાબળ મનુષ્ય જે ધરણી–આભ ભેગાં કરી,
ત્રિકાળ પણ વર્તમાન મહીં ફેરવી નાખતો;
ચઢે, લડથડે, છતાં ઉપહસી ય વિઘ્નો બધાં,

મહાનદ સમો ધપી અડગ એક આદર્શપે,
અગસ્ત્ય બની પી જતો ઉદધિ જ્ઞાનવિજ્ઞાનનો,
કરી વશ નિયોજતો પ્રકૃતિતત્ત્વ સૌ ગૂઢ, ને
હસન્મુખ ઉવેખતો કુદરતી બળો સામટાં.— ૬૧

મહાબળ વિરાટ એ મનુજ આટલો વામણો
બની કયમ જતો હશે જીવનપ્રશ્નમાં એકલો ?
અતાગ જળ તાગતો જીવનનાં જળે શે ડુબે ?
સદા અક્ષય ગુંજતો જીવન પાસ શેણે ડરે ?
નિગૂઢ જગ પ્રશ્નને સરળ સ્હેજમાં જે કરે,
ઉકેલી નિજ ના શકે જીવનનો કયમે કોયડો ? ૬૭

અસીમ અવલોકતાં નયનની શું સીમા તહીં ?
ભગીરથ પ્રયત્નની સકળ સિદ્ધિ શું ત્યાં વસી ?
ગુફા ઉદરની હશે અતિવિશાળ શું આટલી,
શમે જહીં સ્વમાન, આત્મ, મતિ, બુદ્ધિ, સ્વાતંત્ર્ય સૌ ? ૭૧

કવે છ કવિ "માનવી અધમ એકલો સૃષ્ટિમાં",
કુઠાર લઈ તે ઉભો જગતકાવ્યને કાપવા,
ભરી સભર સૃષ્ટિના મૃદુલ દિવ્ય સૌન્દર્યનો
કરે વિલય, કીટ એ જડ બની અસંતોષનો.
"ક્ષમા", "પ્રણય", "ત્યાગ"નાં સકળ ઊજળાં સાધનો
નિયોજી જન, સાધ્ય કાજ નિજ સ્વાર્થ કેરા, રહ્યો.

થરેથર ચડાવી દંભ જગરૂપને ફેરવ્યું,
હિરણ્યમય પાત્રથી વદન સત્યનું આવર્યું. ૭૯

અહો ! સરળ સૃષ્ટિમાં જટિલ જાળ શી જીવને ?
અરે ! વિમળતા મહીં વિષમતા વહી શી રહી ? ૮૧

હશે પુરુષકારનો પરમ કો પ્રતીકાર એ ?
કરે શું ઉપહાસ કે પ્રકૃતિ માનવીજન્તુ પે ?
પરાજય વિશે મહા મનુજગર્વને ગાળવા,
હશે પ્રકૃતિની કૃપા વહી રહી સખે ! એ વિષે ? ૮૫

ન જાણું શુભ કાજ એ, અશુભ કાજ કિંવા હશે ?
ન જાણું કંઇ ભેદ તે, હૃદય મારું મૂંઝાય ને
નિરાશ્રિત ઢળી પડી તરફડે મહા મોહમાં. ૮૮

ગભીર ગગનાંગણે ઘનદળોની ઘેરી ઘટા,
રહે ઝઝુમતી વિશાળ ધરી કારમી કો છટા;
કરાંગુલિ સુકોમળી તહીં જ ફેરવી સન્ધિકા,
રસે હૃદય મેઘનું, અજબ કો ભરી ચારુતા;
પ્રતિક્ષણ નવીન ત્યાં કવન ચિત્રનાં આલખી,
સુભવ્ય પ્રગટાવતી કવિ તણા ઉરે કલ્પના;
બધી મલિનતા, બધી ગગનગ્લાનિને સંહરી,
રસે ભરિત રાગમાં જગત લીન દેતી કરી. ૯૬

તવ સ્મરણ એ વિધે, ઉર ભરેલ નૈરાશ્યથી
ઉજાળી મુજ, ચિત્ર ત્યાં કવનનાં શું આલેખશે ?
અને શું પ્રગટાવશે મુદભરી સખે ! કલ્પના,
વિલીન નિજ ચિત્તને રસ ભરેલ જે રાગમાં
કરી, જગત પામશે સુખસુધા લગીરે સખા ! ? ૧૦૧



# માતૃવિશ્લેષ

શાને આ ગાત્ર મારાં થરથર ગળતાં ? સ્વેદથી અંગ ભીંજે?
શાને મૂંઝાય મારું હૃદય ? સુખદ રે કલ્પના કેમ સીઝે ?
થીજે કાં ભાવનાનાં રસમદભર એ પૂર આજે અચિંત્યાં?
આજે વ્હીલાય શે આ ઉરસરવરનાં પદ્મ સર્વે ખીલલાં?

અચિંત્યું કેમ આ હૈયું, કાતરીભાવ ધારતું,
રસપૂર ચડ્યાં હેલે, કોણ આ આમ ખાળતું ?
અગોચરે શે મુજ જીવ જાય ?
કર્ણો બને બધિર ને જડ ચક્ષુ થાય ?
શાને દિલે દુઃસહ દાહ જાગતા ?
કોને સ્પર્શે કરમઈ જતી આશ લજ્જામણી આ ?

અચિંત્યું ઉરમાં જાગે, માતૃવિશ્લેષ શબ્દ એ;
સ્મૃતિસાન ભૂલી હૈયું, ચિંતને દીર્ઘ શું ડુબે ?
વર્તમાન ભૂલી, મીઠા, ભવ્ય એ ભૂતકાળને
આંગણે રમવા દોડે, ચિત્ત આ મુજ મુગ્ધ રે!

*

સ્નેહે શીળાં શૈશવે પાપહીણાં
ધૂળે છાયાં અંગ અંકે રજોટચે,
મીઠી મીઠી ચોડતા ચૂમિઓ એ
દાદાજીની નયન તરતી મૂર્તિ સોહન્ત સત્ત્વે.

ભવ્ય, ઉન્નત, તેજસ્વી, ગૌરવે ગૌર મૂર્તિ એ;
ક્ષણુ એક રહું પેખી, આંસુભીની હું આંખથી.

એ ચિત્ર દૃષ્ટિ પાસેથી સરી તત્ક્ષણુ જાય છે;
હૈયામાં વેદના ઊંડી, એથી હા ! ઉભરાય છે.

ત્યાં ચિત્ર એક વળી અન્ય તરી રહેછે,
ને વેદના ઉર વિશે વધતી રહે છે;
હોંશે ભર્યું, વિમલ ભાવિથકી અજાણ્યું,
નિષ્પાપ બાલ્ય સ્મરતું ઉર ભેદનારું.

અને બાલ્ય જતાં આવ્યું, જીવને બ્રાહ્મયોગ શું,
મીઠું કૌમાર કોડીલું, શુદ્ધ ષટ્પદવૃત્તિનું.

અને ત્યાં ક્ષિતિજે દીસે રમ્ય ને ભવ્યદર્શના,
વનરાઈ વડી આઘે વિશ્વના વ્યવહારની.

નિમંત્રતી એ વનની નિકુંજમાં,
ખંતે ભર્યા ખેલનના તરંગ શા
અદમ્ય વેગે ઉછળે ઉરે વડા !
ગૂંથાય હૈયું સુખસ્વપ્નજાળમાં.

હર્ષભેર ધપે આગે હૈયું કુંજે પ્રવેશવા;
વણુપાંખ ઉડે જાવા, વણુદેખેલ દેશમાં.

અહો ! કૌતુક-ઘેલૂડાં હૈયાં શાં માનવી તણાં ?
અસંતોષ તણા એમાં વડા ઓઘ વહે સદા.

સુસ્વપ્ન શું થઇ ગયું હતું બાલ્ય મીઠું,
કૌમાર કોડભર આજ થયું અદીઠું;
ને રેલતું નસનસે મદ, કાવ્યભીનું,
આવ્યું તરંગી નવયૌવન આ રસીલું.

અને નિરુપમા પામ્યો, માનિની ને હસન્મુખી,
કવિની કવિતા જેવી સલૂણી સહચારિણી.

ભિન્ન દેહ તણી પાંખે, ઊડે એકાત્મ આભમાં;
રસદેશ વિશે ઘૂમે, સુખ સ્નેહ સમાધિમાં.

જગત શું? વ્યવહાર શું? દુઃખ શું?
હૃદયને નહિ ભાન રહે કશું;
પ્રણય એક જ જીવન જાણતું,
જગત કલ્પનમાં જ સમાવતું.

પ્રાણની પ્રેરણા જેવી પ્રિયા સંગે હું મ્હાલતો,
સદાનન્દ ભર્યા દેશે ધન્ય માની હું રાજતો.

પણ પૂર્વતણાં કોઇ પાપના પરિપાકથી,
મોંઘેરાં સુખ એ જાતાં સંતાપે પળમાં ફરી.

એકાત્મનાં વેગભર્યાં અમારાં,
ધીમાં પડ્યાં ઉડ્ડયનો અચિંત્યાં;
ગંગા ય ના સ્વર્ગ વિશે ટકી શકી,
તો હોય શી માનવજીવની ગતિ ?

સ્વર્ગ શા રસદેશેથી દૂરથી રળિયામણી,
વ્યવહાર તણી ગાઢી ઝાડીમાં હું પડ્યો જઈ.

ચોપાસે વિષના વાયે વાયરા ઉર રૂંધતા;
અને દંભ તણા દૈત્યો પન્થને અવરોધતા.

ક્યાં ઉચ્ચ ઉડ્ડયન એ રસથી ભરેલાં?
ક્યાં આ અધોગમન આતમવંચનાનાં?
ક્યાં કલ્પનાજગત મંગળ, મુક્ત, મીઠું?
ક્યાં દૃશ્ય આ જગત દંભથકી ભરેલું?

ઠેર ઠેર અકલ્પ્યું ને અજાણ્યું નજરે તરે;
પરમાનન્દના પેલા પ્રસંગો સ્વપ્ન શા સરે.

પીસાયે કોમળું હૈયું વજ્ર સંસારચક્રમાં;
જગન્નાથ તણાં વાક્યો સ્મરતાં મર્મ છેદતાં.

" પ્હેલાં સારસ ષટ્પદાવલિ વિંટ્યાં, પદ્મોની રેણુ ભર્યાં,
મોંઘાં માનસનાં જળે વય ગયું જેનું રતિક્રીડમાં;
તે હા! તે જ મરાલનો કુલપતિ, દર્દૂરના ઘોષથી,
ઘોરંતાં જળમાં રહી ક્યમ શકે, કહો, પલ્વલે પંકમાં?"

કૈતવે કરમાયે આ માનસી પદ્મ ખીલતાં,
શોષાયે દુઃખના દાહે, અમી ઊર્મિપ્રવાહનાં.

જીવને જડતા વ્યાપે, ટવળે ઉર રાંકડું,
આકાશે ઊડનારું એ, ફફડે અંહી બાપડું.

વર્ષાકાલે, ઘન નભ ચડયે, વીજથી આંખમીંચી,
ઝીણાં ઝીણાં, ટમટમ પડયાં, ફોરલાં ઝીલી ઝીલી;

જેને ખોળે રસભર રમ્યો, તેહ સંજીવિની શી,
શાને આજે વિમુખ બનતી દીસતી માતૃભૂમિ? ૮૨

જેણે મીઠાં વિમળ પયથી, દેહના પિંડ પોષ્યા,
જેની કુંજે મુદભર ભરી પ્રાણમાં પ્રેરણાઓ;
જ્યાં બેસીને મધુરપભર્યાં ચન્દ્રનાં ગીત ગાયાં,
મીઠી મારી અમર જનની એ નમેરી થતી કાં? ૮૬

"રસહીન ધરા થાતી, દયાહીન થતો નૃપ,"
કવિતા કરમાતી ને અચેતન થતું ઉર. ૮૮

મારા ગૃહે અમરવેલસમી પ્રિયાની,
સંજીવિની કરસુધા ય થતી નકામી;
તો આ બળું બળું થતા ઉરની વ્યથાને
ઠારી શકે કવણ આ નરલોક માંહે? ૯૨

સ્વજનની સહું હું અવહેલના,
યશધને પણ ના ધરું ખેવના;
શકું સહી વધબન્ધનની વ્યથા,
પણ વિયોગ સહી ન શકું જરા. ૯૬

કયહીં મળે તુજ અન્તરનાં અમી?
તુજ વિના ઠરું કયાં મુજ માવડી?
તુજ વિના નહિ જીવી શકાય તો,
તુજ ઉછંગ વિશે મરું કાં નહિ? ૧૦૦



# પચ્ચીશ પૂરાં થતાં

સુકોમલ શમી ગઈ સુરખિ રમ્ય પ્રત્યૂષની,
ભરી ભભક દિવ્ય, તે સ્વપન સ્નેહશીળાં કંઈ
સુવર્ણ સરજી ઉરે, મધુર મોહને પ્રેરતી,
રસી પરમ રાગથી, હૃદયપાંખડી ખોલતી. ૪

પ્રભા મુદભરી ધરી, કનકવર્ણ વાઘા સજી,
કરે કમળકોમળા, પ્રકૃતિ શોકનો અંચળો
ખસેડી, મરકન્ત એ મુખથી વિશ્વ ઊજાળતો,
ઉગેલ. પણ સ્વપ્નશો અવ થયો જ બાલાર્ક તે. ૮

સરલ શૈશવ તો ગયું ક્યારનું.
ગયું અકૈતવ બાલ્ય ઉષા સમું;
વય કિશોર વળી થયું સ્વપ્નશું,
નવલ ઊગ્યું હસન્મુખ યૌવન. ૧૨

સંચેલાં શૈશવે, બાલ્યે પોષેલાં સ્વપ્નસર્જનો;
મૂર્ત સૌ કરવા પાન્થ, તનતોડ મથી રહ્યો. ૧૪

સ્વપનસિદ્ધિ તણા ધ્રુવતારકે,
નવયુવાન અખેડ ધપ્યે જતો;
અહત એક અદમ્ય ઉમંગથી,
અચળ પાન્થ પળ્યે જ પથે જતો. ૧૮

# રૂસદાસ

બપોર તપવા થયા શરુ હવાં, જરી ઉગ્રતા
ધરી નભ વિરાજતો રવિ, નિગૂઢ આ કોકિલા
તણું ઉભરતું ઉરે સતત ગીત યે થંભતું,
ઝમી વળી ગયું લલાટ પર બિન્દુ પ્રસ્વેદનું.

બ્હીલાતું ઉર સંતાપે ખોલતો ખોલતો જતો,
અજાણ્યા અટવી પન્થે પાન્થ આ પગ માંડતો.
પચ્ચીશી પમરન્તી આ પીયૂષે પ્રેરણા તણાં,
વીતાવી વનરાઈમાં જીવનપન્થ શોધતાં.

ભૂલ્યો કંઇ ભુલભુલામણીમાં ભવે ને
કૈં આથડ્યો વન વિશે અમથા તરંગે,
ને તોષવા તરસ જીવનની અબૂઝી,
મોહ્યો ય કૈં મૃગજળે પણ ભાન ભૂલી.

પરોવી નેણને તો યે સ્વપ્નની એક સિદ્ધિમાં,
અવિશ્રાન્ત ભમે પાન્થ, પન્થ એક જ શોધતાં.

શીળી પામ્યો છાંયડી સ્નેહ કેરી,
દાઝ્યો ઝાળે કૈં વળી દુઃખ કેરી;
ઓળા માની ભાવિના એ અમોલા,
ભીને હૈયે એ બધાંને વધાવ્યા.

ઝગન્તી ક્ષિતિજે પેલી સિદ્ધિની સાત્ત્વિકી પ્રભા,
પામવા કાજ આ પાન્થે માંડ્યો દીર્ઘ પ્રવાસ આ.

અકળ ભોમ વિશે ભમતાં ઉરે,
જગતની સહુ સુન્દરતા વસે;

અમર સ્નેહ ભરી હસી સિદ્ધિ ત્યાં,
પથિકને મલકી મધુ ન્હોતરે.

ઊભેલી ક્ષિતિજે, આઘી આશાને ય ઉજાળતી,
ઝીલવા સિદ્ધિ કેરી એ પ્રભા હોંશ ઉરે થતી.

લથડતાં ચરણે બળ કૈં વસે,
નવલ તેજ વળી નયને લસે;
ઉર ભરાય સજીવન કો રસે;
શ્રમિત તો ય પ્રવાસી પથે ધસે.

મ્હોરન્તાં મ્હસ મીઠાશે, સ્વપ્ન સર્જન સોહ્યલાં
ક્યાં? અને ક્ષિતિજે ક્યાં એ દોહ્યલાં દર્શ સિદ્ધિનાં ?

ક્ષિતિજ અંક પરે શક્યું કો ચડી ?
ક્ષિતિજ અંક વિશે શક્યું કો રમી ?
ક્ષિતિજને મથતો જયમ સ્પર્શવા,
ક્ષિતિજ તેમ સુદૂર જતું સદા.

તેમ તેમ નિરાશાનાં ઉરે પૂર ફરી વળે,
કાલિમા રજની કેરી, પાન્થનું ચિત્ત ચિન્તવે.

*

અન્ધારી રાત્રિના ઓળા ઊતરી જગ આવરે;
ઝાંખાં નેત્ર પરે એનાં, ક્ષિતિજે સિદ્ધિ ત્યાં હસે.

ઊભી આઘે ક્ષિતિજ પર એ સિદ્ધિ કો ગૂઢ હાસે,
તો યે એનાં શ્રમિત ઉરને, ન્હોતરે તેજ કાજે;

કિન્તુ ચાલે ચરણ નહિ ને નૂર નેણે ઝગે ના;
ને રેલે ત્યાં ગરલ રજની, ઘોર કો કાલિમાનાં.
ચેતન છાંડતો, ધીમે ધીમે જડ થતો જતો;
પાન્થત્યાં સુણતો શબ્દો ક્યહીંથી, "મૂઢ શો ખરો!"

*                    *

અમંગળ જ ચિન્તવી હૃદય ! કેમ આજે રહે ?
વિશાળ પથ આ પડ્યો, કવિજનો તણાં દર્શને
પ્રભામય બનેલ, તે જ તુજ પ્રાણમાં પ્રેરણા
ભરી, સુભગ સિદ્ધિને પુનિત પાદ પ્હોંચાડશે.
નિરાશ ક્યમ થા છ ? ઊઠ, ભરયૌવને ન્હોય આ.
રહી શી કવિતા જગે, નહિ જ ઘર્ષણો જો નડયાં ?
મનોરથ તણી નથી મધુરતા ફ લા વા સિ માં,
પ્રચંડ પુરુષાર્થનો રસ નથી જ સં સિ દ્ધિ માં.
ઝમી ઝરણુ ગહ્વરેથી, મૃદુ ગીત ગાતું જતું,
પડી, વનવને ભમી, સ્ખલન માત્રથી શુદ્ધ થૈ,
અનેક ઝરણો મળ્યે, નદ બની, ધપી વેગથી,
વિશાળ નિધિના ઉરે, થઈ વિશાળ એ જંપતું.
ઝમી ઝરણુ શું, ઝીણું ઝણકતું, પડી આખડી,
વળી સ્થિર થતું ધપી અડગ એક આદર્શપે,
સમન્વિત અનેક સંસ્કૃતિથી, પૂર્ણતા પા મ તાં,
વિરાટ ઉરમાં, સ્વયં બની વિરાટ, તું જંપશે.



# શબ્દનદ

અને ત્યારે મારું હરખભર હૈયું ઉછળિયું,
વહ્યું નાડે નાડે ધસમસ તદા શોણિત નવું,
ગળ્યાં અંધારાં ને સરર સહુ સ્વપ્નો સરિ પડયાં,
પડયા જ્યારે મારે શ્રવણ તુજ શબ્દો બળ ભર્યા.

અહો શા એ શબ્દો! નહિ શબ્દ એ કેવલ હતા,
હતો ગેબી એતો નદ ઉલટિયો કો ડણકનો;
ભરંતો ભીરુમાં અભય, સબળાને નમવતો,
ગુફાઓમાં ગાજી પ્રતિરવ શતેથી પ્રસરતો.

વહ્યો ખંડે ખંડે શબ્દનદ ચૈતન્ય ઉભરી,
અને અબ્ધિકેરી અતિબળ તરંગાવલિ તરી,
વહ્યો એ વર્ચસ્વી, જગત મનુજોને જગવતો,
અને મા ભૈઃ કેરાં મધુર મધુ વિશ્વે વહવતો.

ગભીરા એ નાદે પથર પણ પ્રાણે પમરિયા,
શબો સંજીવ્યાં ને હૃદય હૃદયે તેજ ઉઘડયાં;
દીધા વિસ્તારી સૌ વિભવ વસુધાએ તુજ પદે,
કથા તારી ગાઇ કવિવર કુલે કમ્ર કવને.

સદા સૂકાં મારાં ઉપવનતરુ યે પમરિયાં,
અને મારે હૈયે ઝરણ કવનોનાં પ્રગટિયાં;

ગુંથી છન્દઃસુત્રે શબ્દ ફુલડાં ઊર્મિપમર્યાં,
અધીરો હું દોડ્યો પદકમલ તારે અરપવા.

પરંતુ શેણે યે યુગપતિ ! સમીપે તુજ બધાં,
ગયાં વ્હીલાઇ એ સુરભિભર મારાં કુસુમ ત્યાં ?
ન જાણ્યું શેણે યે શબ્દ મુખથી એક ન સર્યો,
બધાંઓની વચ્ચે તુજ ઉર અભાગી હું ન વસ્યો ?

સુહાગો સ્ત્રીઓના, યુવકદળનાં યૌવન અને,
ધનાઢ્યોના કોષો, સુરભિભર શીર્ષોય શતનાં;
સ્મિતો બાલુડાંનાં, કવન પણ કોકો કવિતણાં,
વસ્યાં તારે હૈયે સકળઃ કયમ મારાં જ ન વસ્યાં ?

નિરાશાથી મારાં ચરણ લથડી, ઘેર જ ફર્યાં,
અને એકાન્તે ત્યાં મુજ નયનથી આંસુ ઊતર્યાં;
સુણ્યો ત્યાં તો પાછો, શબ્દનદ તારો હુલવતો,
" પ્રીછી કર્તવ્યોને, મનુજ ! વર આપી, વર વરો. "



# કદા

નહીં તિમિર કે નહીં ઝગઝગાટ મધ્યાહ્નનો,
પરંતુ રસરાગનો મૃદુલ, મુગ્ધ, મીઠો ધરી,
ધરી જ સુકુમાર આ પરમ શુદ્ધિનાં ચિહ્ન શો; 3

ઉઠી મધુર આળસે કુસુમસ્હોડમાંથી સરી,
હસી કંઇ અધૂકડું, ઢળી ઢળી જતી આંખથી,
સુષુપ્ત ઉર રેલતી સ્મિતસુધા સુહાગે ભરી; 6

અને કમળકોમળા કરથી, નીંદની પાંખથી
જગાડિ, ઉરના રણુઝણુણતા બધા તારને
અડાડિ નિજ અંગુલિ, અતળ મૌનની માંહ્યથી, 9

સનાતન વહાવતી સ્વરતણી સુધાધારને,
ઘડીક વિલસી, વિલીન પળ માત્રમાં થૈ જતી,
ઉષા ક્ષણિક જીવને કરતિ શા ચમત્કારને! 12

ઉષા મુજ ઉરે કદા, સ્મિત સુહાગથી શોભતી,
ઉગી, વહવશે નદી ક્ષણિકતા થકી શાશ્વતી? 14



# દર્શન–

કૌમાર કેરી કવિતા લપેટી,
સખી ! વધૂના અભિરામ વેશે,
સ્મિતે સજી કામણ વિશ્વ કેરાં,
આવી બાલે! સદન મુજ સોહાવવા તે સ્મરે છે ?

ઝીલીને ઝળકન્તી એ નવ યૌવનની પ્રભા
શાં હતાં સુરખી સ્હોતાં જળ જીવનનાં તદા ?
મનોરથોની પ્રિય ! મુગ્ધતા શી ?
શી કલ્પનાની કમનીય કુઞ્જો ?
શી ધન્યતા ? સૌરભ શી અનોખી ?
શા પ્રાણ ? શાં દર્શન ? શો પ્રકાશ ?

શીળા સંસાર યજ્ઞે આ, ભમી યોનિ અનન્તમાં,
અપૂર્ણાત્મ ઉભો ત્યારે સ્વર્ણ અર્ધાંગ પામવા.
મથી મથીને રજ શી રજોટી
સોના કણી કો શુભ પામવાને !
સહ્યાં સદા કંટક ઝાંખરાંને
સુરમ્ય કો સૌરભ કાજ કેવાં !

દેહનાં બંધને બાંધ્યાં, પૂર્ણ એ રસ રૂપના
મુક્ત દર્શનને કાજે, મથ્યાં શાં સખી ! આપણે !

મથ્યાં, પડ્યાં, મોહ સરી જતાં વળી,
મથી રહ્યાં દર્શન એહ પામવા;
ફરી ભમી યૌવનને વને રહ્યાં,
ને એ રીતે સખીરી! મથન પતનમાં આથડ્યાં આપણે બે.

ત્યારથી એક સપ્તાબ્દ સંચર્યું સુરચાપ શું,
સ્મૃતિ શિષ્ટ કરી એની રંગની રમણીયતા.

નથી સખી! યૌવન આછર્યાં હજી,
નથી હજી મોહન નીતર્યા સખી!
ન આત્મના ઉત્કટ એક રાગમાં,
ગળી ગયા પાર્થિવ મોહ સૌ હજી.

હજી સંતપ્ત હૈયું આ ઝંખે છે કર તાહરો,
ને ઝંખે સ્મિતની તારી સુધા સૌમ્ય શુચિસ્મિતે!

ને કૂંપળે, પલ્લવમાં, ફુલોમાં,
લચી રહેલી માધુમાધવી શી;
સુરમ્ય એ યૌવનની છટાને
હજી રહે નેણ અધીર ન્હાળી.

હજી યે મંજરી મોહ્યા મત્ત ભૃંગ સમો ભમી,
ગુંજને વલ્લરી તારી ભરી હું રહું ભામિનિ!

જડી અધરપલ્લવે સ્મિતની રેખ સોહામણી,
અને દશનની કણી ઝળકતી, વળી નેત્રનાં

નિમીલિત સરોજનું યુગલ, નેણ મારાં ભરી
ભરી રહું નિહાળતો તુજ સખી ! યદા શાન્તિમાં
અગાધ રજની તણી, કટુ કઠોર કોલાહલો
શમે જગતના, અને સ્વપનભોમમાં તું રમે.

હજી યે ઝંખતું મારું હૈયું તારા કટાક્ષને,
ને તેથી અદકું ઝંખે ભામા, ભ્રુકુટિભંગને.

ઝંખું હજી હું અનિમેષ નેણે
વસન્ત કેરી તુજ વારુણીને,
શમાવવાને જગતા પદા ઝયા
હૈયા તણી આરત કો અબૂઝી.

સંચેલી સુન્દરી નેત્રે સુધા શી સર્જકે હશે,
પ્રેરણા જગદાત્રી કે પલમાં આમ પાંગરે ?

એ પ્રેરણાની જયજ્યોત ઝાલી
તમિસ્રમાં મોહતણાં, ધપીશું
પ્રાચી તણે પન્થ, વધાવવાને
પ્રત્યૂષ કેરી પરમ પ્રભાને.

મથ્યાં તેમ મથીશું ને પતને ઓથ અન્યને
આપી ધીમે પદે સાથે ભવને વન ઘૂમશું.

સરી જશે મોહ યદા શરીરના,
તમિસ્ર એ સર્વ જશે સખી ! ટળી;

અને તદા શાશ્વત રાગથી ભરી
ઊગશે સ્મિત સોહન્તી પ્રેમની પુણ્ય કો પ્રભા.
હીંચોળી ફૂલદોલે આ તદા એ રસરૂપને,
ભૂલીશું ભામિનિ ! જૂઠી ભાવના ભિન્નતાતણી.






# ટિપ્પણ

કાવ્યનો ભાવ તો કાવ્ય જ કહે, અને તે યથોચિત કહેવાયો છે કે નહિ તે સહૃદય વાચક જ કહી શકે. પણ કેટલાંક કાવ્યોને, અને ખાસ કરીને આત્મલક્ષી કાવ્યોને, કાવ્યની બહાર તેના અધિષ્ઠાન રૂપે કોઈ પરિસ્થિતિ કે વાતાવરણ હોય છે, અને તે સ્ફુટ કરવાની જરૂર રહે છે. આ ટિપ્પણમાં તેમ કરવા ઉપરાંત ક્વચિત જ જરૂર જણાઈ ત્યાં શબ્દાર્થ કે ભાવાર્થ આપેલ છે.

'ઇન્દ્રધનુ'ની આદ્ય કાવ્યત્રિવેણીનો ઉદ્ભવ 'કુરુક્ષેત્ર' નામક મહાકાવ્ય લખવાના મારા વિચારમાંથી થયો છે. એનાં આદિ, મધ્ય અને અન્તનાં બિન્દુઓ લખાયાં છે; ને તે 'યુદ્ધારમ્ભ', 'અભિમન્યુ' અને 'અશ્વત્થામા'. બાકીનાં લખાશે ત્યારે સાથે કે જુદાં જુદાં પ્રગટ થશે: ત્રણેનો સંવાદ અને ત્રણેના સ્વરૂપની વિશિષ્ટતા પર્યેષક દૃષ્ટિને અજાણ્યાં નહિ રહે.

"ભૂચરમોરી" કથાગીત છે: અને એ પ્રકારના પ્રયોગ તરીકે જ એને આ સંગ્રહમાં લીધું છે.

"તદા"નું સ્થાન પણ પ્રવાહી પૃથ્વીના એક પ્રયોગ પૂરતું જ છે. "ભરતગોત્ર ભાગીરથી"માં ભાગીરથીનો અર્થ ભગીરથ પ્રયાસની સંસિદ્ધિ લેવાનો છે. ધન ધોરી ધરા હિજરત વગેરે શબ્દો સૂક્ષ્માર્થમાં સમજવાના છે. અભિપ્રાય એવો છે કે વ્યષ્ટિ સમષ્ટિની ખાતર સર્વ અંગત-મોહમૂલક સંબંધો તજશે ત્યારે જ ઉપર જણાવેલું સર્વ થશે અને કવિ રવીન્દ્રનાથની વિશ્વબન્ધુત્વની કલ્પના જે અત્યારે તો આકાશમાં જ વિહરે છે તે પૃથ્વી પર અવતરશે, એમ કહેવાનો આશય છે.

'ઇન્દ્રધનુ'ની મૂળ યોજનામાં સાત કાવ્યો હતાં. તેમાંનું છેલ્લું હાલ નહિ છપાવવાની સલાહ મળવાથી છોડી દીધું છે.

"તલસાટ"માં કાવ્યવ્હેણ બીજી દિશાએ વળે છે. "ઇન્દ્રધનુ"નાં કાવ્યો કરતાં આ વિભાગનાં કાવ્યો વિષયમાં, મંડનમાં, નિરૂપણમાં જુદા પ્રકારનાં છે.

"પ્રાર્થના"ની આઠમી લીટી ભગવાન્ શંકરાચાર્યની "सामुद्रो हि तरंगः क्व च न समुद्रो न तारंगः" પરથી સ્ફુરી છે.

અભિલાષોની અપૂર્તિ કોણે નથી અનુભવી? 'જો' અને 'હોત' એ શબ્દોએ કોને તરંગના પ્રદેશમાં નથી ભમાવ્યા? અનુકૂળ સહચર પામવાના અભિલાષ કેટલાકના ફળ્યા છે? એવા જ એક આત્માની અનુભવકથા "વધ્યો પ્રણય હોત" એ કાવ્યમાં આલેખાઇ છે. નાયક અને પ્રેયસીનો પ્રેમ સદાનો "નિગૂઢ અને નીરવ"જ રહે છે. ચુમ્બનાદિ તો ઠીક પણ સ્થૂળ શબ્દને રૂપે ય એ પ્રેમ અવતાર પામતો નથી. અને ત્યાં પ્રેયસીનું "રૂપ, ગન્ધ, રસ પૂર્ણ માધુર્ય" સ્ફુટિત થતાં જ એની વેલડી "વણકલ્પિયા, પ્રખર ઘોમ મધ્યાહ્નમાં" વ્હીલાય છે. પછી કયારેક, બન્નેનું મિલન થાય છે. પણ એ તો ઘડીક જ. ન પગથોભ; ન વાત, ન નિશ્વાસ; માત્ર દર્શન જ, ને તે ય ઘડીક. પણ તેમાં ય નાયકના હ્રદયની ભાવ-સ્થિર કૈં કૈં સ્મૃતિઓ જાગે છે; ને મૂંઝવે છે. નાયક તરંગને હિંદોલે ચ્હડે છે. ને છેવટે "નિસાસ તણી હૂંફે શું નહિ જ ચુમ્બનોથી ચ્હડે?" એ પ્રશ્નથી જ પોતાના હ્રદયનું સમાધાન કરે છે.

જે સ્પ્નોને અને સ્મરણોને "વધ્યો પ્રણય હોત" નો નાયક નોતરે છે, તેજ સ્મરણોથી મૂંઝાતી એક અબળાની

મનોવ્યથા "સ્મરણ" માં આલેખાઈ છે. નાયિકા વૃદ્ધ છે: તેની "બધી મુગ્ધતા, બધો તનમનાટ, પ્રાણ, પમરાટ, સ્વત્વે બધું" અદૃશ્ય થયેલ છે. પ્રિયતમની પ્રયાણસમયની "છવિ સ્મિત સુરેખની, નયન આર્દ્રની" તેની સમીપે પ્રતિક્ષણ તરી રહે છે. ને ઘડીક તો તેનું હૃદય "યુવાન અભિલાષની અમૃતધાર ઝીલી" રહે છે. પરંતુ બીજી જ પળે વસ્તુસ્થિતિ તેની સ્હામે પોતાના દાંત કચકચાવે છે. ને "ફરી તિમિર ઊમટે વિરહજન્ય નૈરાશ્યનાં." તેનું હૃદય ડ્હોળાઇ જાય છે. અરેરે! આ સ્મરણ શા માટે? એનું સુખ કેટલી ઘડી? ને તેનો પ્રત્યાઘાત કેટલો વિષમ? આ "વ્રણ અરૂઝની વેદના, મટે નહિ, ટળેય ના" તે કેમ સહી જાય? એના કરતાં તો જડ સ્મૃતિહીનતા સારી નહિ? આ સ્મૃતિ છે ત્યારે સ્તો આ વેદના વેઠવી પડે છે ને? સાચે જ, "સ્મરણથી વહે ઝરણ માનવી દુઃખનાં." એનો નિર્ણય થઈ જાય છે ને છતાં ય તેનાથી એ સ્મરણનો મોહ છૂટતો નથી. પોતે જાણે છે કે એ "દુઃખનાં ઝરણ" છે ને છતાં ય પોતે તેને જ ઝંખે છે. અન્તકાલની ઘડીએ એ સ્મરણ પોતાને થાય; પોતાના "દશનહીન ઓષ્ઠો પરે" તજ્જન્ય સ્મિતરેખ ફરકી રહે; અને મૃત્યુ પછી ભાવપરિવૃત્તિની અશક્યતાને લીધે એ સ્મિતરેખ ચિરંજીવ બની જાય, એમ એ ઝંખી રહે છે. શા માટે, એ તો પોતે ય નથી સ્હમજી કે નથી સ્હમજાવી શકતી. માનવજીવનમાં આવો અનુભવ વિરલ નથી.

અને "—ને" થી "ભલેને ના ચાહે" સુધીનું કાવ્યઝૂમખું સ્વયમેવ એક જુદો જ વિભાગ બની જાય છે. અતૃપ્તિના એક જ સૂરની સમાનતા એ આખા ઝૂમખામાં વહી

રહી છે. " ભલેને ના ચાહે "માં એ અતૃપ્તિમાંથી આશાવાદ ઉદ્‌ભવતો દીસે છે. ખોટા પડી ગયેલા હૃદયમાં, " અધીરા હૈયાનો પ્રણય મુજ " આજે ન વસે તો કંઇ નહિ, કાલે વસશે. કાલે નહિ વસે તો પણ કોઇક દહાડે તો વસવાનો જ; કારણકે " ક્ષણજીવિત " આનન્ત્યમાં મળી જશે ત્યારે ય હૃદય તો " અનવરત " ધબકવાનું જ; અને કોક દિવસે ય એ સ્હામા હૃદયમાં પડઘો પાડવાનું. સહૃદયતા કોને અભિમુખ ન કરી શકે ?

સંચેલી સુન્દરીનેત્રે સુધા શી સર્જકે હશે,
પ્રેરણા જગદાઝી કે પલમાં આમ પાંગરે ?

" નમ્ર નયનને "ની ચૌદ લીટીઓ " દર્શન "ની ઉપર્યુક્ત લીટીઓના ભાષ્ય જેવી જ લાગે છે. જો કે " નમ્ર નયનને " લખાયું તા. ૧૮–૬–૧૯૩૧ ને દિવસે; ને " દર્શન " લખાયું તા. ૧૮–૮–૧૯૩૩ ને દિન.

" સ્પન્દનો "ની મૂંઝવણ જુદા જ પ્રકારની છે. પુરુષમિત્રોની સાથે સાધવું સુલભ છે તેટલું ઐક્ય સ્ત્રીમિત્રની સાથે કેમ નથી સાધી શકાતું ? એ સાધનામાં કોણ જાણે શી યે આડખીલી નડ્યા કરે છે ? દિવસ અને રાત્રિ સદાનાં જુદાં જ કેમ ? નાયક મુંઝાય છે; વિલપે છે; ને અન્તે પોતાની રીતે એ પોતાની મૂંઝવણનો ઉકેલ કરે છે. દિવસમાં તપન છે; રાત્રિમાં મૃદુલતા છે. જ્યારે " વિમળ શાન્તિ " એ બેનું મિલન કરશે ત્યારે જ " તપોમય " અને છતાં " સરાગ " એવી " શુભ સન્ધિકા ઊગશે. " ત્યારે જ દિવસ, નિશાને ખોળે પોતાનું માથું ઢાળી શકશે; અને ત્યારે જ " વિરાટ ઉર ગુંજશે નિજ સનાતન સ્પન્દને. "

## ટિપ્પણ

"સ્પન્દનો" માં અસમાન જાતિના મિત્ર સાથેના "અખંડ સહચાર" ની અશક્યતાનું દર્શન છે. "મનોરથ" માં સમાન જાતિના મિત્રના વિષયમાં પણ ઊભી થતી એવી જ પરિસ્થિતિનું નિરૂપણ છે. ઇ૦ સ૦ ૧૯૨૯ ના ઉત્તરાર્ધમાં કર્ત્તાએ પોતાના હૃન્મિત્ર–અર્પણના સખા જયન્તીલાલ ઓઝાની સાથે, પગે ચાલીને ભારતવર્ષની મહાયાત્રા કરવાના મનોરથ ઘડેલા. લગભગ બધી જ તૈયારી કરેલી: મુહૂર્ત અને કાર્યક્રમ પણ સામાન્યતઃ નક્કી થઇ ગયેલાં. પણ ત્યાં જ અકસ્માત્ અનિવાર્ય પ્રસંગો ઉપસ્થિત થયા; અને અમારી મનની મનમાં રહી. પછી તો આજીવિકાને અર્થે અમારાં જીવનવ્હેણ બદલાયાં. ને હવે એ મનોરથોનું સ્વપ્નું ય સંભવે તેમ નથી. ભર્તૃહરિએ ક્યાં નથી કહ્યું કે :

संसारार्णवलङ्घनक्षमधियां त्रृत्तिः कृता सा नृणाम् ।
यामन्वेषयतां प्रयान्ति सततं सर्वे समाप्तिं गुणाः ॥ !

"કદા" ની પ્રાસરચના શેલીના ટર્ઝા રીમા (Terza Rima) ની પ્રાસરચના જેવી છે. a b a, b c b, c d c, d e d, e e. એ રચના આપણે ત્યાં લાવવાનો આ પહેલો જ પ્રયોગ છે. અને એ પ્રયોગ આપણા પ્રયોગશીલ સાક્ષરવર્ય બ. ક. ઠાકોરની સૂચનાને આભારી છે. એ જ પ્રયોગના બીજા નમૂના તરીકે "સ્મરે છ ?" પણ આ સંગ્રહમાં છાપ્યું છે.

મ. મ. ઝવેરી.